# જ્ઞાતિસમાજ

અથવા

# સ્વરાજય.

લેખક અને પ્રકાશક

સનાતન ધર્મોપદેશક વ્યાખ્યાનકાર.

શ્રી રેવાશંકર નાગેશ્વર.

"ઇતિહાસ વિશારદ અને કીર્તનભૂષણ"

વેજલપોર ભરૂચ.

પ્રથમ દર્શન. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૪. સન ૧૯૧૮.

સુરત-ચૌટાના પુલપર આવેલા 'સુરત સીટી'

પ્રિન્ટીંગ પ્રેસમાં ગણપતલાલ માનસિંહે છાપ્યું.

કિંમત ૦-૧-૬

## હરિગીત.

ઓ વીર ! વિદ્વાનો હવે જ્ઞાતિ તરફ દૃષ્ટિ કરો;
આળસ ત્યજી આ કામમાં વિદ્યા તમારી વાપરો.
વિદ્યા ભણી સુખીયા થઇને, પેટ પોતાનું ભરે;
એ રંક જ્ઞાતિ કાજમાં ઉપયોગ એનો નવ કરે.

\+ + + + +

શાંતિ ન પામે ભાઇ એ વિદ્યા થકી શું સાર છે ?
એ વ્યર્થ પંડિતાઇને, લાખો ઘણા ધિક્કાર છે.
ઓ વીર ! વિદ્વાનો હવે તમ વૈભવો ઓછા કરો;
નિજ જ્ઞાતિને ઉદ્ધારવા, કુરબાન કાયાને કરો.

\+ + + + + +

ઓ યુવક જ્ઞાતિબંધુઓ ! અહીં ખપ તમારો છે ખરો;
જ્ઞાતિ ઉદયના યજ્ઞમાં તન, મન હવે અર્પણ કરો.
જંજાળ બીજી છોડીને ઝટ કમર બાંધી લ્યો તમે;
ઉદ્ધાર કરવા જ્ઞાતિનો વાહોમ કરજો આ સમે.

## આ પુસ્તક પ્રગટ થાય ને સાથે મારી ભાવનાઓને પણ વાંચક વર્ગ સમક્ષ 'રજુ' કરૂં છું.

મ્હારા માતાજી સ્વ. જેકોર માતાજીનું ચેતન્ય મ્હારાં નેત્ર સમિપથી દુર થઇ ગયા પછી મને નિત્ય જે વિચારો ઉદ્દભવે છે. તે સુવિચારો મારે શાસ્ત્ર સિદ્ધાંતો સાક્ષી પુરે છે, જેમાંના થોડાક વિચારો સજ્જનોના વિચારાર્થે રજુ કરૂં છું.

આ વિશ્વમાં કોઇપણ પદાર્થ સ્થાયી રહ્યો નથી અને રહેવાનો પણ નથી, મનુષ્ય જન્મે છે તે મરવાને માટે અને જ્ઞાન પ્રાપ્ત કરી વાસનાક્ષય વિના મરે છે તે ફરી જન્મવાને માટેજ આ પ્રમાણે દ્રષ્ટિ મર્યાદામા સ્થિર અસ્થિર સર્વ વસ્તુઓનું પરિવર્તન થયાજ કરે છે.

આ સ્થિતિમા જ્ઞાન સંપન્ન સદગુરૂ ભોમીઓજ આપણને સન્માર્ગ દર્શક સાથી છે. આપણા સર્વ ભુલાવાનું મૂળ કારણ જીવનું અજ્ઞાન અને જીવનની જુઠ્ઠી સલામતી સંભાળવાની અંધશ્રદ્ધા છે. આપણી આસપાસથી નિત્ય સેંકડો મનુષ્યો મોટા કષ્ટે પ્રાપ્ત કરેલા મોટા વૈભવો સુંદર પ્રીય અને મનોહર સ્ત્રીઓ તથા સદગુણી બાળકો મુકી બાહુ જબરી ઝડપથી કોઇની પણ પરવા કર્યા વિના નિર્દય બની કહો કે કાળના ગુલામ બની ચાલ્યા જાય છે. જે આપણી દ્રષ્ટિએ નિહાળ્યા છતા પણ આપણા મૂળ જાણે પાતાળમાં પહોંચ્યાં હોય તેમ આપણે નિર્ભય બની મદોન્મત્ત પેઠે સંસાર પ્રપંચમા મ્હાલીએ છીએ અને નીતિને ગરદન મારીએ છીએ જુવાની, લક્ષ્મી, સત્તા અને અન્ય અનેક વૈભવો વિદ્યુત–વિજળીની પેઠે ચક્ષુ આગળથી ચમકી ચમકીને અદ્રશ્ય થાય છે તથાપિ હૃદયમાં જરૂરી અસર થતી નથી. એ ઓછું આશ્ચર્ય છે શું?

પ્રિય સજ્જનો' સત્ય, નીતિ, ધર્મ, અને જ્ઞાન તરફ જવાથીજ પ્રાણી સાચા સુખનો ખરો અનુભવ કરી શકે છે. સત્યલમ.

લી॰ આપનો,

**ભગુભાઇ ચુનીલાલ.**

**સુરત.**

# અભિમાનીને ઔષધ.



રાજા રાણા, અકકડ શેના? વિસાત શી તમ રાજ્ય તણી?
કઇ સત્તાપર કુદકા મારો? લાખ કોટીના ભલે ધણી;
લાખતો મુઠી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે,
સત્તા સુકા ઘાસ બરાબર બળી આસપાસે બાળે.
ચક્રવર્તી મહારાજ ચાલીયા, કાળ ચક્રની ફેરીએ,
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ...રાજા.
રામ કૃષ્ણ નરસિંહ પરશુરામ, દશ અવતારો થયા અલોપ
વિક્રમ જેવા વીર રાજનો, ખમે કાળનો કેવો કોપ?
કયાં મહમદ ગઝની કયાં અકબર, રજપૂત વીર શિવાજી કયાં?
રાજપાટના ધણી ધુરધર, આજયુદ્ધની બાજી કયાં?
રાજ મહેલમાં ઢોર ફરેને ભરતો કુતરે ઘેરીએ.....રાજા.
દીઠાં સ્મારક સ્થાન ઘણાંએ, કીર્તિ કોટ આકાશ અડયા;
ખરતાં ખરતાં પથ્થર બાકી, ચુના માટીએ જકડયા;
દિલ્હિ આગ્રા, કનોજ કાશી, ઉજ્જન ઉજ્વલતા ઝાંસી,
રૂમ શામને ઈરાન ઉજ્જડ, રડે ગળામાં લઇ ફાંસી;
તવારીખનાં ચિન્હન કાંઈ જાણે બધી મશ્કેરીએ.....રાજા.

# પ્રસ્તાવના.

---

આ નાનકડું પુસ્તક આધુનિક સ્થિતિ તરફ દ્રષ્ટિ કરી લખવામાં આવ્યું છે. આ વીસમી સદી, મનુષ્ય માત્રને નવિન જીવનરસ અર્પણ કરનારી છે. ગત સતકોમાં મનુષ્ય સમાજ ઉપર અંધકારે જે ઘેરો ઘાલ્યો હતો. અધુના મનુષ્યો પોતાના જ્ઞાનપ્રકાશ બળથી તેને હટાવી આગળ વધી રહ્યાં છે. કાળના ફરતા ચક્રના આરા ઉપર પ્રાણી માત્ર છે. ઉન્નતિના શીખરપર બેઠેલું હિંદ અને તેનાં પવિત્ર મોઘાં બાળકો આજે સ્વકર્મ ધર્મથી ભ્રષ્ટ બની છેક નીચે પડી સોંઘા-સસ્તાં બની પ્રાણધારીઓના ચર્ણ તળે છુંદાઈ રહ્યાં છે અન્ન, વસ્ત્ર, ઉદ્યોગ, વિદ્યા, જ્ઞાન, અને ઉદયનાં સાધનો માટે ટળવળી રહ્યાં છે.

મનુષ્ય સ્વકર્મથીજ સ્વદશાનીદડી સ્વહસ્તે ગુંથે છે. અને આ શાની લાઠીથી તેને ઉછાળી સુખ પ્રાપ્ત કરવા ધારે છે. હિંદુસ્તાનનું જીવન ધર્મ પ્રાધાન્ય છે. એટલે ધર્મ હોય ત્યાંસુધી અધર્મ-કળીયુગ આવી શકતોજ નથી.

પૂર્વના રાજાઓ ધર્મ માર્ગને અનુસરનારા હતા, પ્રથમના હરિશ્ચંદ્ર અમરીશ તથા છેલ્લા થયેલા ભોજ અને વિક્રમ જેવા રાજાઓનાં ચરિત્રો તેમાં મજબૂત પુરાવો આપે છે. ત્યારે પ્રજા પણ ધર્મનિષ્ઠજ હતી. યથારાજા તથા પ્રજા. એ ન્યાયથી હિંદની સુખરૂપી હોડી હંકારવામાં આવતી હતી. પશ્ચાતકાળે કરીને હીંદની સત્તા મોગલ

બાદશાહોના હાથમાં ગઇ ત્યારે તે જમાનાના બુદ્ધિશાળી, ડાહ્યા પુરૂષોએ બાદશાહી છત્રતળે પોતાનું **જ્ઞાતિ સમાજ અથવા સ્વરાજ્ય** તંત્ર એવું તો સુદૃઢ બનાવ્યું હતું કે જેના ઉપર હજારો તલવારો ફરી ગઇ, સેંકડો ધર્મપ્રચારકોના શબ્દ ગોળા છૂટયા લાખો લાલચોરૂપ આશાઓનાં તીક્ષ્ણ તીર છુટયાં છતાં આજે જ્ઞાતિ સમાજ સ્વરાજ્ય-જીવતું જાગતું કાયમ રહ્યું છે. એ જમાનામાં જ્ઞાતિ સંબંધી, ધર્મ સંબંધી, અને સામાન્ય ગૃહસ્થાશ્રમના ઝઘડાઓનો નિકાલ એવાં જ્ઞાતિમંડળના આગેવાનોજ કરતા હતા. જેમાં વકીલ ફી, સ્ટાંપ, સમન્સ ખર્ચ અને ભથ્થાં ભાડાંની કશી ખટપટ નહોતી. તે પછી તે જુલ્મી જમાનો ન્યાયના રૂપમાં પલટાઈ ગયો અને ન્યાયી-દયાળુ અંગ્રેજ સરકારના હાથમાં હિંદની લગામ આવી. તેમાં પણ જ્ઞાતિ સમાજ અને ધર્મ સંસ્થાઓનું પૂર્ણ રક્ષણ થયું એ પ્રત્યક્ષ છે. પરંતુ રાજા પ્રજાનો ધર્મ જુદો હોવાથી હિંદી પ્રજાને ધર્મ માટે સ્વતંત્રતા મળી. તથા સદ્વિદ્યા અને ધર્મ નીતિની ચર્ચાઓ રાજ-દરબારે ચાલતી અટકી પડી-તેને ઉત્તેજન મળતું અટક્યું. જેથી અધર્મની પ્રવૃત્તિ થઇ. અધર્મ તરફ ચિત્ત લાગતાં તેવાં અનેક સાધનો મળી આવ્યાં. એટલે **જ્ઞાતિસમાજ-સ્વરાજ્ય** ચલાવનારાઓનાં મન-મલીન થયાં પલટાઇ ગયાં. જેને લઇને આજે સઘળી દુર્દશા જોવામાં આવે છે. એજ **જ્ઞાતિસમાજ-સ્વરાજ્ય**ના આગેવાનો શેઠીઆઓ-કે પટેલો જો ધારે તો પૂર્વ સ્થિતિને સત્વર પ્રાપ્ત કરીશકે તેમ છે. અને પ્રત્યેક જ્ઞાતિનો થતો નાશ પણ અટકી શકે.

અધુના સ્વરાજ્ય માટે સમસ્ત હિંદ હાથ લંબાવી રહ્યું છે. ન્યાયી બ્રીટિશ સરકાર તે માટે વિચાર ચલાવે છે. તો તે સાથે

આપણા હાથમાં રહેલા **જ્ઞાતિસમાજરૂપ સ્વરાજ્ય** સુધારણાર્થે પણ વિચાર ચલાવવાંની જરૂર છે. આ પુસ્તકમાં **જ્ઞાતિસમાજ સ્વરાજ્ય** ચલાવનારા મેમ્બરો–**પટેલ સાહેબોને** નમ્રતાપૂર્વક પ્રાર્થના કરવામાં આવી છે આશા છે કે આવા ન્યાયી રાજ્યના ઉદાર વાવટાતળે કરવામાં આવેલી પ્રાર્થનાઓને તેઓ સ્વિકારશે સાથે એક બત્રીસ મણકાની માળા પણ તેઓશ્રીના કોમળ કંઠમાં અર્પણ કરવામાં આવી છે તથા કેટલાએક જરૂરના નિયમો અને પદ્યો તથા રસમય ચટણી પણ રજુ કરવામાં આવી છે, જેનો તેઓ યોગ્ય ઉપયોગ કરશે.

આ નાનકડું પણ ઉપયોગી પુસ્તક સૂર્યપુરના ઉદાર ગૃહસ્થ શેઠ બગુભાઇ ચુનીલાલે પોતાનાં સ્વ. માતાજી બાઇ જયકોરના આત્માની શાંતિને અર્થે છપાવ્યું છે. હિંદનાં પવિત્ર સ્ત્રી પુરૂષો અને બાળકો એને વાંચી વિચારી સ્વધર્મ, દેશ અને આત્માની ઉન્નતિ કરી શકશે.

સદર પુસ્તક વગર મૂલ્યે જનસમાજમાં વહેંચવા ધાર્યું હતું પરંતુ મફત મળતાં પુસ્તકોનો યોગ્ય ઉપયોગ કરતા નથી એ અનુભવ થવાથી તેની કિંમત ખર્ચ જેટલીજ રાખવામાં આવી છે કે જેમાંથી વારંવાર નવિ આવૃત્તિઓ કાઢી જનસમાજ સમક્ષ મુકી શકાય. આશા છે કે પ્રભુ વાંચી વિચારી અમલમાં મુકશે. ચાલુ સત્યાગ્રહના યુદ્ધમાં આપણી દયાળુ સરકારને વિજય મળે એ ઇચ્છી વિરમીશું.

**સૂર્યપુર.**
ભાદ્રપદ વદિ પંચમી
તા. ૧૦–૯–૧૯૧૮

**લેખક.**

# જ્ઞાતિના આગેવાનો.



रविश्चन्द्रो घना वृक्षा नदी गावश्च सज्जनाः ।
एते परोपकाराय युगे दैवेन निर्मिताः ॥

રવિ, ચંદ્ર, મેઘ, વૃક્ષો, નદીઓ, ગાયો અને સજ્જનો દેવે એ સર્વને યુગને વિષે પરોપકારને માટેજ બનાવ્યાં છે.

એથી પરોપકાર કરવો એ મનુષ્ય જીવનની સર્વથી પ્રથમ ફરજ છે, પરોપકાર કરવાને શ્રી હરિએ દશ અવતાર લીધા છે, પરોપકારાર્થે મહર્ષિ દધિચીએ પોતાના શરીરનાં અસ્થિ–હાડકાં ઇંદ્રને આપ્યાં હતાં, પરોપકારને માટે મયુરધ્વજે અરધું શરીર વહેરી આપ્યું હતું, પરોપકારાર્થે, હરિશ્ચંદ્ર નિચ ઘેર વેચાયો હતો, પરોપકાર કાજે, સગાળસાહે પોતાના પુત્રને ખાંડણીઓમાં ખાંડી નાંખ્યો હતો, પરોપકારાર્થે શીબીરાજાએ પોતાના શરીરનું માંસ આપ્યું હતું અને પરોપકારને માટે ભગવાનશંકરે વિષપાન કર્યું હતું તે પરોપકાર કે જે જગતમાં સર્વોત્તમ સેવા મનાય છે જેનાથી સર્વ દેવો સહજ પ્રસન્ન થાય છે અને મોક્ષના દરવાજા વગર ચાવીએ ખુલી જાય છે. તેને જે મનુષ્ય ત્યજી દે છે. ઇશ્વર તે મનુષ્યને પણ ત્યજી દે છે.

પશુકી પનિયાં બનતહે, નરકા કછુ ન હોય;
જો નર કરણી કરે તો નારાયણ હોય.

પશુ જીવતાં ઉપકારજ કરે છે, અને મુવા પછી પણ પોતાનાં હાડકાં, ચામડાં, માંસ રૂધીર વિગેરે સર્વ મનુષ્યને ખાતર મુકી જાય

છે. નર–મનુષ્યની કોઇ વસ્તુ ઉપયોગમાં આવતી નથી. પરંતુ મનુષ્ય જો પરોપકાર સદ્કરણી કરે તો જરૂર તે ઇશ્વર–નારાયણ સમ હોઇ શકે છે. અધુનાં દેશભક્તોનાં કીર્તનો કરાય છે, તેમના ઉપર પુષ્પ વૃષ્ટિ થાય છે, અને તેમની ગાડીના ઘોડા છોડી નાખી પ્રજાએ પ્રીતિ પૂર્વક ખેંચી જવાય છે તથા લાખો રૂપીઆનો અને માણસોનો ભોગ અપાય છે એ અન્ય નહિ પણ તેમના પરોપકાર ધર્મનુંજ ફળ છે.

આપણે ત્યાં પ્રાચિન સમયથી એ પરોપકાર્ય સાધવાની પ્રશંસા પાત્ર સત્તા જ્ઞાતિના આગેવાનોને આપવામાં આવેલી છે. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય કે શુદ્ર ગમે તે જ્ઞાતિનો હોય તોપણ તેણે પોતાની જ્ઞાતિના બંધારણમાં રહેવુંજ જોઇએ. મનુષ્ય એક વખત સરકાર સત્તાનો અનાદર કરી શકે છે, પરંતુ જ્ઞાતિ સત્તાનો અનાદર કદી પણ થઇ શકતો નથી. અને જેઓ કરે છે તેઓને મોટી શિક્ષા ભોગવ્યા પછી પાછી તેજ હકુમત સ્વિકારવી પડે છે. જ્ઞાતિના પટેલો, શેઠો કે નાયકો ગમે તેને જ્ઞાતિ બહાર મુકી શકે છે, દંડ કરી શકે છે, અને એવીજ બીજા ગુનાહોના પ્રમાણમાં જુદી જુદી શિક્ષા કરી શકે છે.

સર્વ એકજ કુટુંબના હોવા છતાં એવા પટેલોને ગાદી તકીયા મળે છે, સર્વ એમની આજ્ઞાઓ પાળે છે. અને પુછી વાત કરે છે એ માન્ય ઓછું છે શું ?

આમ ઘણા લોકોનું હિત કરવાને સ્વતંત્ર સત્તાનો ઉપયોગ કરવાનો સુસમય થોડાજ ભાગ્યશાળી નરોને મળે છે. આપણા હિન્દના

સ્વ. દાદા દાદાભાઇ નવરોજજી. સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે, અને સ્વ. પીરોજશાહ મ્હેતા વિ. પરાક્રમી પુરૂષોએ પોતાના પુરૂષાર્થનો સર્વ ઉપયોગ પરોપકારને માટેજ કર્યો છે. પોતાનાં સર્વસુખોને તિલાંજલી આપી, મોટાં માન ત્યજી ધન ત્યજી અને કેવળ પ્રજા સેવામાંજ જીવનની સમાપ્તિ કરી છે એ સર્વ કોઇને વિદિત છે.

તદ્વત્ આપણા જ્ઞાતિના આગેવાનો પોતાના સ્વલ્પ સુખ કે સ્વાર્થનો ત્યાગ કરે તો મિથ્યા મોટાઇ, પક્ષપાત અને લાંચ રૂશવતને દુર કરી દેતો ઘણું સારૂં કરી શકે એમ છે. જ્ઞાતિની ઉન્નતિ કરવા સાથે નવા પટેલો આગેવાનો, કે સ્વયંસેવકો બનાવી શકે, કે જે વૃદ્ધાવસ્થામાં પોતાનાં વાવેલા વૃક્ષોને જલ સિંચન કરનાર છે.

અધુના જ્ઞાતિની ઉન્નતિને અર્થે આવા અનેક પટેલોની જરૂર છે. કે જે જ્ઞાતિ સમાજરૂપ સ્વરાજ્ય સત્તાને દીપાવે. સેંકડો જ્ઞાતિઓના ઝઘડા કોરટોમાં જાય છે. લાખો રૂપીઆ ખરચાય છે. અને મે. નાજર સાહેબને વહિવટ કરવો પડે છે.

એક જ્ઞાતિમાં બે ત્રણ ચાર તડ પડે છે. સગાંવહાલામાં ક્લેશ ઘર કરે છે જેને પરિણામે કુસંપ-ઇર્ષા અને પડતી પોતાના ઓછાનાં લઇ એવી જ્ઞાતિઓમાં મુકામ કરે છે. અને થોડે ઘણે દીવસે તે જ્ઞાતિસમાજનો નાશ કરી નાખે છે.

નામદાર દયાળું અંગ્રેજ સરકાર હિંદને હોમરૂલ લીગની સત્તા આપવા વિચાર ચલાવે છે તેટલામાં આપણે પ્રત્યેક જ્ઞાતિ સમાજે પણ સંપ કરી સ્વવ્યવહારોને ચોખ્ખા કરવા જરૂરના છે. કારણ જ્ઞાતિ સમાજમાંજ સ્વરાજ્ય સમાયલું છે.

પ્રિય જ્ઞાતિ બંધુઓ? જ્ઞાતિના આગેવાનો?? અને જ્ઞાતિના ભવિષ્યના રક્ષકો વિદ્યાર્થીઓ??? તમારા પોતાના, જગતના-દેશના અને પ્રાણીમાત્રના કલ્યાણને માટે તમો સર્વ મિથ્યા મોટાઇ ત્યજી સ્નેહથી હળીમળી આ જ્ઞાતિ ઉદય કે જેમાં દેશોદયની પ્રતિમાં છૂપાઇ છે તે પવિત્ર યજ્ઞમાં યાહોમ કરી ઝંપલાવો અને સુખનાં વહેતાં પવિત્ર શીતલ ઝરણાંથી સ્નાન કરી સુખી થાઓ.

**સંસાર સમજરે શાણા—એ લય.**

મમત મુકીને આવો સ્નેહથી મળીએ;
આજે કે કાલે જાવું કામ રૂડાં કરીએરે...મમત૦

આંબો રોપે એક જણુ બીજા જન ફળ ખાય;
વાવનારના વંશમાં હિસ્સો વહેંચ્યો જાય.
પર ઉપકારતણા પંથે એ પળીએરે...મમત૦

તમને મોટા જે ગણે તેના સુખને કાજ;
તન મન ધનને સુખનાં ભલે ડૂબતાં જહાજ.
સહીને સંકટ રૂડી કીર્તિને વરીયેરે...મમત૦

ભલું કરતાં થાશે ભલું, ભૂંડાથી ભલ દૂર;
મમત મોટાઇ ત્યજી આવો સહુ ધરી શૂર.
રેવા હરિ કૃપાથકી ભવ ભય તરિયેરે...મમત૦



# જ્ઞાતિના આગેવાનોની જવાબદારી.

## શ્વાન કથા.



શ્રી રામચંદ્રજીએ લંકાપર ચઢાઇ કરી રાવણાદિનો સંહાર કરી, દેવીશાંતિ–સીતાને લાવ્યા પછી, લવકુશાદિ બાળકોને રાજતંત્ર સોંપ્યા પછી સ્વધામ જવા સમયે, સમસ્ત નગરનિવાસી પ્રાણીને બોલાવ્યાં હતાં. જ્યારે એક શ્વાન કે જેના માથામાં કીડા ખદબદી રહ્યા હતા, આખું શરીર સળી ગયું હતું, દુર્ગંધવાળું રૂધીર વહી રહ્યું હતું–જે અસહ્ય દુ:ખથી શ્વાન વારંવાર શીર પટકી બરાડા પાડતું હતં, તેની આ ભયંકર સ્થિતિ જોઇ ત્રાસથી થર થર ધ્રુજતાં બ્રહ્મચારી લક્ષ્મણે જ્યેષ્ઠ ભ્રાતા શ્રી રઘુનાથજીને વિનયપૂર્વક પૂછ્યું.

પ્રભો! આ કયાં કુકર્મનું ફળ ભોગવાય છે? કે જેને જોતાંજ મારૂં હૃદય ત્રાસથી ચીરાય છે? શ્રી રામે આ હકીકત શ્વાનને મ્હોંડેથીજ કહેવડાવવા ધારી શ્વાનને પૂર્વાશ્રમનું જ્ઞાન આપ્યું. અને શ્વાનને તેનો પૂર્ણ ઇતિહાસ સંભળાવવાને સૂચના કરી. શ્રી રઘુનાથની આજ્ઞા થતાં તર્તજ શ્વાને પોતાની કઠીણ કથની શરૂ કરી.

### શું કહું કથની મારી—એ લય.

જ્ઞાતિતણી સરદારી હાથ, ધારી કરી મેં ખ્વારી;<br>
વિપરીત વૃત્તિ વિચારી આજ હાલત થઇ છે નઠારી....શું.<br>
જ્ઞાતિતણો સરદાર બની હું મસ્ત થયો મદ ધારી,<br>
પ્રપંચબાજી જાળ બીછાવી, જ્ઞાતિને ગરદન મારી...હાલત.

કુધારાનો ભંડાર ભર્યો, નીતિની રીતિ વિસારી,
દશ પાંચ અંધને હાથ કરીને નોક રાખી તડ પાડી...હાલત.

લાંચ લઇને ન્યાય કર્યો મેં પક્ષપતિ દુરાચારી;
નિર્ધન નિર્બળ કદી ચડેકર, ઠેર નાખું તેને મારી...હાલત.

શ્વાનતણો આ દેહ મળ્યોને, વ્યાધિ રહ્યા મુખ ફાડી;
મુજ હામાં હાજી કરનારા, કીટક દે દુઃખ દહાડી...હાલત.

જ્ઞાતિહિત નવ હુંથી થયું મેં, જ્ઞાતિની બાજી બગાડી;
લક્ષ વિંછીની વેદના વેઠું, મને મોહન લ્યોને ઉગારી...હાલત.

શ્વાનની આ કથા સાંભળી બ્રહ્મચારી લક્ષ્મણજીનાં નેત્રોમાંથી અશ્રુ વહ્યાં, તે બોલી ઉઠ્યા. અરેરે! જ્ઞાતિની પટલાઇ કરવી કેટલી જોખમ ભરેલી છે? તેનો પૂર્ણ વિચાર પ્રથમ નહિ કરવામાં આવે તો પરીણામે આ ભયંકર શિક્ષા સહન કર્યા વિના છૂટકોજ નથી.

મ્હારા વ્હાલા, દયાળુ ઉદાર પરોપકાર મૂર્તિ, જ્ઞાતિના આગેવાનો જે જે જ્ઞાતિની લગામ તમારા હાથમાં છે તેનું કલ્યાણ કરી તમારા જીવનની જતી ઘડીને સોનેરી બનાવી જજો, અને તમારી પછી તમારી વાવેલી તે કીર્તિલતાને જળસિંચન કરે તેવા નવા જ્ઞાતિના આગેવાનો બનાવી, તેને તમારે હાથેજ અભિષેક કરી સના આપતા જજો, કે તમારી કરેલી મહેનત નિષ્ફળ ન જાય, પણ તેનાં મિષ્ટ મધુરાં ફળ ભક્ષણ કરી જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષ બાળકો તમારાં ગુણગાન કરે.

# વારસાની પટલાઇ.



महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः ।

रथ्याम्बु जान्हवी सङ्गात्रिदशैरपि वन्द्यते ॥

મહાનુભાવ–મોટાપુરૂષોનો સંસર્ગ કોને ઉન્નતિ નથી કરતો? (સર્વને કરે છે,) ગંગાના સસર્ગથી શેરીઓના જળને પણ દેવતાઓ વંદના કરે છે.

જ્ઞાતિમાં કુળવાન–ખાનદાન કુટુંબના બુદ્ધિશાળી, વિદ્વાન, ઉદાર. પરોપકારસંપન્ન, ધર્મસંપન્ન, અને સર્વનાશુભેચ્છક માન પ્રતિષ્ઠાવાળા પુરૂષોને પ્રથમ જ્ઞાતિએ પોતાના મુખ્ય–મોટામાની જ્ઞાતિની પટલાઈ –શેઠાઇ આપેલી એમાં જરા પણ શક નથી. એવા પુરૂષોને મહાપુરૂષ–મોટાપુરૂષ કરી શકાય અને તેમના સંસર્ગમાં રહેનારાઓ દેવતાઓને વંદવા યોગ્ય થાય એમાં નવાઇ જેવું કંઇજ નથી. પ્રથમ જ્યારે એ પ્રમાણે એવા સજ્જનોના હાથમાં જ્ઞાતિની સત્તા-વ્યવસ્થા-હતી ત્યારે જ્ઞાતિસમાજની કેવી ઉન્નત્તિ હતી? એ શંકાના સમાધાનર્થે પ્રત્યેક મનુષ્યે પોતાનું પેહેડીનામું–વંશ વૃક્ષ જોવું–જ્યાં એક પુરૂષથી પચાસ સો બસો અને તેથી પણ વધુ માણસોનો વિસ્તાર વધેલો નજરે પડે છે. આ ઉન્નત્તિ નહિં તો બીજું શું છે?

જ્યારથી પટલાઇ–શેઠાઇનો નિયમ બદલાયો ત્યારથી ઉન્નતિ પણ અવનતિના રૂપમાં ફરી ગઇ અને ઝીણી નજરે નિહાળીએ તો જણાય છે કે તેનાં ફૂળ પણ મળી ચૂકયાં છે. એટલે જે જ્ઞાતિઓ

એકથી અનેક થઈ હતી તેજ જ્ઞાતિઓ હવે અનેકની એક થઇ ગઇ છે. કેટલીક તદન નષ્ટ થઇ ગઇ છે. અને કેટલીક નાશ થવાની અણી ઉપર છે.

આગેવાનોના પ્રમાદ અને આલસ્યનુંજ આ પરિણામ છે. કે જેમણે મળેલી મોટાઇ, સત્તાનો જ્ઞાતિહિતાર્થે સદુપયોગ નથી કર્યો, પરંપરાથી વારસામાં મળતી અમારી પટલાઇ–શેઠાઇને કોણ લઇ લેનાર છે? આ કુવિચારથી–અભિમાનથી ઉન્મત્ત બનેલા ઘણુંકો વ્યસની, અનાચારી, અભણ, અધર્મી, અને લાંચીઆ બની ગયા, અને પોતાના હિતાહિતને ભુલેલી ભારત પ્રજાએ આંખે પાટા બાંધી એ પરંપરા ચાલુ રાખી પોતાના હાથે પોતાના કુટુંબનો સુખનો અને હૃદયનો નાશ કર્યો છે. એમ કહેવાને જરાપણ હરકત નથી.

નામદાર અંગ્રેજ સરકારના ન્યાયી અમલમાં અને પૂર્વના દેશી રાજાઓના સમયના ઘણા દાખલા મળી આવે છે કે અધિકાર યોગ્યતા વિના શોભતો નથી. ફોજદારનો છોકરો ફોજદાર થઇ શકતો નથી. જડજનો પુત્ર જડજ હોતો નથી, અને સેનાપતીનો છોકરો સેનાપતી થતો નથી, પરંતુ ભણીગણી બુદ્ધિને કેળવે છે તો બાપ કરતાં દીકરો સારો અધિકાર પણ મેળવી શકે છે. તેટલી શકિત મેળવ્યા વિના અધુના પણ તેવો અધિકાર મળતો નથી. પ્રાચિન સમયના એવા પણ કેટલાએક દાખલાઓ છે કે પ્રધાનપુત્ર પ્રધાનજ થતો તેમાં ભેદ માત્ર એજ હતો કે બાપ જે કાર્ય કરતો હોય દીકરાને વારસામાં ગર્ભાધાન સંસ્કારમાં તે જ્ઞાન બળ આપવામાં આવતું હતું. બાલ્યાવસ્થામાં તેજ સંસ્કારો પાડવા પૂર્ણ પ્રયત્ન કરાતું. અને શિક્ષણ પણ તેવુંજ અપાતું.

કે જે વિદ્યાર્થી ગુરૂગૃહ છોડવાની સાથેજ પિતાનો સર્વ બોજો ઉપાડી શકે તેવો શક્તિમાન થાય. આવો ક્રમ હસ્ત કરાય તો વારસામાં પટલાઇ—શેઠાઇ આપવાને અમને જરા પણ હરકત નથી પરંતુ અધુના ઘણા પટેલો—જ્ઞાતિના શેઠીઆઓને સહી કરતાં, નામુ લખતાં, હીસાબ ગણતાં કે પુરૂં વાંચતાં પણ આવડતું નથી. નીતિ વ્યવહારમાં પણ પિતાની ઉજવળ કીર્તિને કાળા ગળીના રંગમાં બોળવાને શક્તિ ધરાવનારા હોય છે. આવા આગેવાનોથીજ જ્ઞાતિનું અને દેશનું અકલ્યાણ થયું છે એમ કહેવાને—કબુલ કરવાને તમને શો વાંધો છે?

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવસરે,
ખારા જળનું માછલડું તે મીઠા જળમાં મરે,

એ મુજબ યોગ્ય અધિકારી એટલે જ્ઞાન નીતિ અને વ્યવહાર દક્ષ પરોપકાર સંપન્ન—વીર મનુષ્યોના હાથમાં જ્ઞાતિરૂપ સંસ્થાની ચાવી આપવામાં ન આવે ત્યાં સુધી ઉદયની આશા રાખવી એ આકાશમાં કિલ્લા બાંધવા જેવી વાર્તા છે.

અમૂક વર્ષ સરકારની નોકરી બજાવી સરકારી અમલદારો રિટાયર થાય છે તેમ જ્ઞાતિ સેવા કર્યા પછી વૃદ્ધવસ્થામાં ખુશીથી તે જગ્યાનું રાજીનામું આપી બીજાને તે સ્થાન આપવાની ઉદારતા જ્ઞાતિના આગેવાનોમાં હોય નહીં એ શોકની વાત છે? મરવાની છેલ્લી ઘડી સુધી તે જગ્યાનું દાન જ્ઞાતિના યોગ્ય પુરૂષને અપાતું નથી અને કોઇ તે લેવા ઉમેદવારી કરતો દેખાય તો તેને શત્રુ ગણી પીંખી નાંખવામાં આવે છે અને આખી ન્યાત ઉપર કુસત્તા ચલાવનાર મારકણો સાંઢ ઉન્મત્ત આગેવાન અનીતિથી તે ઉમેદવારની અને તેના

સાથીઓની દુર્દશા કરે છે. એટલે તડ પાડી રખડાવે છે. આંખો છતાં નહીં દેખનારા, ન્યાય અન્યાયને નહીં સમજનારા. જ્ઞાતિનાં આંધળાં અજ્ઞાન સ્ત્રી પુરૂષોને પરસ્પર લડાવી બે બીલાડાને વાંદરાની પેઠે બંન્ને તરફથીખાઈ ઢોલકી ઠોકી ખુશી થાય છે. કહો આવા દુષ્ટ આગેવાનો અને જ્ઞાતિનાં આંધળાં સ્ત્રીપુરૂષોનું કલ્યાણ કેમ થઇ શકે?



## જ્ઞાતિવરાપર વિચાર.



क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपिसुरामत्त कलहः ।
क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितम् ॥
क्वचिद्रम्या रामा क्वचिदपि जराजर्जर तनु
नंजाने संसारः किमम्रृतमयः किं विषमयः ॥

કોઇ ઠેકાણે વિદ્વાનોની જ્ઞાન ચર્ચા થાય છે, અને કોઇ સ્થળે દારૂપી બેભાન બનેલાઓનો કલેશ થાય છે. કોઇ સ્થાનમાં વીણા સુંદર વાજીંત્રોનો નાદ થાય છે. અને કોઈ ઠેકાણે હાહાકાર સહિત રૂદન થાય છે અને કોઈ સ્થળે રમણીય સ્ત્રી છે અને કોઇ સ્થળે શિથીલ થયેલો પુરૂષ છે તેથી હું જાણી શકતો નથી કે આ સંસાર અમૃતમય છે કે વિષમય છે?

પ્રિય સજન ગણુ? સંસાર અસાર છે, ક્ષણિક છે, અને તેમાં દેખાતાં સોનેરી સુખો સંધ્યા સમયના સોનેરી રંગ જેવાં છે. એ

ઉપરના ભર્તૃહરિ મહાત્માનાં વચનોથી પણ સિદ્ધ થાય છે અને આપણે પ્રત્યેક તેને યથેચ્છ જાણીએ છીએ, છતાં શાસ્ત્રાજ્ઞાઓને સ્વિકારી કુરૂઢિઓનો તિરસ્કાર કરતા નથી એ શું આપણું હિંદુપણું છે કે?

વેદ શાસ્ત્ર પુરાણની વાતો અમારે માન્ય છે;
કરવું નથી એમાંનું કશું, રૂઢીની ખેંચાતાણ છે.

અધુના હિંદુ સમાજને આ કવિતા અક્ષર સઃ લાગુ પડે છે જે કારણને અર્થે જ્ઞાતિવરા કરવામાં આવે છે, તેની ક્રિયા તરફ લેશ પણ લક્ષ અપાતું નથી. ઉપનયન સંસ્કાર લગ્ન સંસ્કાર, સીમંત સંસ્કાર અંત્યેષ્ટિ સંસ્કાર વિગેરે સંસ્કારો કે જેમાં ક્રિયા તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે તથા ક્રિયાના પ્રમાણમાં અમુક બ્રાહ્મણ ભોજનની અપેક્ષા છે. જે માટે સંસ્કારના ગ્રંથોમાં ખાસ કહેવામાં આવ્યું છે, તેને તિલાંજલી આપી બ્રાહ્મણ ભોજનનો ત્યાગ કરી કેવળ જ્ઞાતિ ભોજન એટલે જમવા જમાડવાના કરારી સોદા ખાવા ખવાડવાની જાફતો ચાલી રહી છે, અને એ બહાને દરેક ક્રિયાનું પ્રાયશ્ચિત વહેંચાતુ જ્ઞાતિજનોએજ વ્હોરી લીધું છે. જેથી બુદ્ધિ બગડી, મન બગડયું, આચાર બગડયો. ધર્મ બગડયો અને છેવટ સર્વ જ્ઞાતિનું અકલ્યાણજ થયું જોવામાં આવે છે.

ધીમે ધીમે એ ખાવા ખવાડવાનાં સાટાં એવાં તો જબરાં થઇ પડયાં છે કે જ્યાં કોઇ મનુષ્ય એ ખવાડવાના વ્યવહારને છોડી દે, તો જ્ઞાતિ બહાર કરીને, મ્હેણાં મારીને, ગાળો દઇને, અને છેલ્લે લાંધીને પણ ખાવાનું માગી લેવામાં આવે છે, આમરો હિંદુ સમાજ આ વ્યવહારનેજ ક્રિયામાં મુખ્ય માને છે અને કલ્યાણ કારક ક્રિયાના

સ્હામું પણ ભાળતા નથી. તે માટે પુરોહિતોને દાપું દેખવી ઉઘડ કામ સોંપ્યું હોય છે તે બિચારા પણ એજ અધર્મીના અન્ન ભક્ષણથી વિચાર શૂન્ય બનેલા હોય છે તે માત્ર બે કે ત્રણ રૂપીઆ જે મળવાના હોય છે તેનાજ જપ જપતા હોય છે. એટલે પરીણામે ગોર યજમાન ઉભય અધર્મી બની અવનતિના ઊંડા કુવામાં ઉતરે છે. અને આસ-પાસનાઓને તેમાં ઉતારે છે. ગરીબ માણસ હોય તો ઘર ગીરો મુકીને. સ્ત્રીની જણસો વેચીને, કપડાં વેચીને, ભીખમાગીને, દેવુંકરીને અને છેલ્લે કાળું ધોળું કરીને પણ જ્ઞાતિને ભોજન તો આપવુંજ પડે છે

લગ્ન વખતે જ્ઞાતિને જબરો કર આપવો પડે છે, કન્યા મેળ-વવા માટે દ્રવ્ય દેવું પડે છે એક બે વર્ષમાં સીમંત આવે ત્યારે પાછી તેજ ધમાલ ખડી હોય છે, પ્રસૂતિ સમયે ખર્ચનો પ્રસંગ હોય અને દૈવયોગે સ્ત્રી મરણ પામે તો પાછી ક્રિયા નહીં પણ જાફતો આપવાનું ફરી લગ્ન કરવાનું અને જાફતો આપવાનું પાછું અનુક્રમે ચાલુજ રહે છે એટલે એક માણસ જીંદગી સુધી આ કરજમાંથી મુક્ત થઇ શકતો નથી. બુદ્ધિ વિના વહેપાર ઉદ્યોગ કરી શકતો નથી અને કરજની ચિંતા હોળીમાં બળતી હોવાથી સ્વધર્મ ને સમજી કે બજાવી શકતો નથી.

આ વિષયમાં જ્ઞાતિના આગેવાનો, પુરોહિતો પુરાણીઓ વિદ્વાનો ડાહ્યા લોકો, અને ગુરૂઓએ ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. એ લોકો જો આ વિષય હાથમાં લેતો સત્વર સંસાર સુખી થઇ શકે તેમ છે. પરંતુ તેમની પોતાની જીભડી એ સ્વાદથી મુક્ત ન થાય,

અને ખુશામતથી માત્ર દ્રવ્ય કઢાવવાની દ્રષ્ટિને તાળું ન મરાય ત્યાં સુધી તેમના કથનો મિથ્યા ભણુગાંથી જનસમાજ ઉપર કંઇપણ અસર થનાર નથી હિંદુ સમાજ પોતાની કુરૂઢીઓને દુર કરે નહિં, પ્રાચિન પદ્ધતિને હાથ ધરે નહીં અને ધર્મ, નીતિના પવિત્ર સ્ટેજપર આવે નહીં ત્યાં સુધી હિંદનો ઉદય થવો કઠીણ છે. કાળના ફરતા ચક્રના આરાપર ચઢી અશ્રુપાત કરતી તે હિંદ દેવીનું રૂદન વાંચી વિચારી હિંદુ સમાજ કર્તવ્યના મેદાનમાં કટિબદ્ધ થશે એવી આશા છે.



## હિંદ દેવીનું રૂદન.



સંસારના મેદાનમાં,
સુખ દુઃખતણું તોફાન છે;
સદ્‌કર્મને દુષ્કર્મ કેરાં,
વૃક્ષનું એ સ્થાન છે.

* * * * *

વિષ અમૃત એ ફલ ચાખતા,
દુઃખ કે પછી સન્માન છે;
દૂ કર્મ ફળદાતા,
અમારો દેશ હિંદુસ્થાન છે.

ભરતખંડ કર્મ ભૂમિ છે. અને મનુષ્ય માત્ર અહીં કરેલાં કર્મોનાં ફળ ભોગવવાને અને નવાં કર્મ કરવાનેજ આવે છે. મનુષ્ય માત્ર કર્મ

સૂત્રમાં ગઠાયલાં છે. તેથી માળાના મણકાની પેઠે કર્માનુસાર તેમની સ્થિતિ હંમેશા બદલાયા કરે છે. તેમાં કર્મજ પ્રાધાન્ય છે. ઈતિહાસ તરફ દૃષ્ટિ કરતાં એવાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે.

શાહાબુદ્દિન પાસે બંધીવાન થયેલા પૃથુરાજને તેનો મિત્ર કવિ ચંદ એ સંબંધી સૂચના કરે છે.

દિન પલટયો પલટી ઘડી,
પલટી હથ્થ કમાન;
કરણી કે આધારસેં
દિન પલટયો ચહુવાણ;

એ નિયમાનુસાર સમસ્ત સૃષ્ટિ ચક્ર ચાલી રહ્યું છે. જેમાં સુર, અસુર. અને માનવી સર્વ સપડાય છે. કર્મયંત્રના પ્રબળ પાવરવાળા ધક્કાથી નીચે ઉંચે જાય છે. અને સુખદુઃખના મિષ્ઠ કે કટુ સ્વાદને અનુભવાય છે.

હશે જ્યાં ઘોર રાત્રી ત્યાં,
ઉષા કેરો ઉદય થાશે;
ભયાનક રૂદનને સ્થાને,
નૃત્ય સંગીત દેખાશે.

× × × × ×

હજારો વૈભવો સ્થાને,

ઉડતી ધૂળ દેખાશે;

ગગન ચુંબિત ભવનો જ્યાં,

બોલતા કાગ લેખાશે.

બરફથી ઢંકાયેલાં હિમાલયનાં રૂપેરી શીખરો ઉપર શરદ્ પૂર્ણિમાની મધ્ય નિશાએ એક દુર્બળ પણ પવિત્ર સ્ત્રી રૂદન કરી રહી છે. જેનો કરૂણાજનક ઝીણો પણ હૃદયભેદક સ્વર હિંદુસ્થાનની દશે દિશાને જાગૃત કરતો, ચમકાવતો, અને કર્તવ્ય પરાયણ થવાની સૂચના કરતો પથરાઇ રહ્યો છે.

ચંદ્રને શરમાવે તેવી, નિષ્કલંકિત મુખાકૃતિવાળી હોવા છતાં, ગ્રહણથી ઘેરાયલા ચંદ્ર જેવા નિસ્તેજ મુખવાળી, ક્ષુધા, તૃષા, અને નિર્ધનતાથી દુર્બળ બનેલી, શોક અને વિપત્તિરૂપ વાદળાંથી ઢંકાયેલી, જીર્ણ મલીનપટ પહેરનારી, અલંકાર વિનાની, અને જેનું સર્વસ્વ નષ્ટ થયું છે એવી, ચોતરફથી સંકષ્ટમાં સપડાયેલી, વિખરાયલા કેશવાળી તે સ્ત્રી અશ્રુપાત કરતી ચારે દિશામાં દષ્ટિ ફેંકતી દયા અને આશ્રયની ભિક્ષા માગતી, પોતાની દુઃખી હાલત માટે અફસોસ કરી રહી છે.

## કાલીંગડો-દાદરો.

રડત માત ભારત આજ આંસુડાં ભરી ભરી.

રત્ન મારાં ક્યાં ગયાં એ હવે હાલત શી કરી ? રડત.

કૃષ્ણને અર્જુન વીર, ક્યાં છે ભીમ યુધિષ્ઠિર;
દ્રોણાચાર્ય, દુર્યોધન, ક્યાં છે ભીષ્મનું શરીર? રડત.

ક્યાં પ્રતાપ ને પૃથુરાજ, બાપારાવ ભીમસિંહ,
ક્યાં શિવાજી શૂર આજ, ચંદને જયચંદ વીર? રડત.

× × × × ×

યાજ્ઞવલ્ક્યને વશિષ્ઠ, ભરદ્વાજ ગૌત્તમ આજ;
પરશુ, અષ્ટાવક્ર, પાણિનિ રૂષિનો કહીં સમાજ? રડત.

ક્યાં દધીચિ દાનવીર, અર્પીયું જેણે શરીર;
વ્યાસ, શુકદેવ, એવા વૃત્તિઓ હૃદય ધરી? રડત.

જૈમિનિ, કપિલની, કીર્તિ જગે ઝળકી રહી,
અદ્યાપિ પ્રકાશ માયા, ધ્વાન્તને નાખે હણી. રડત.

\+ + + + +

ક્યાં સીતાને દ્રૌપદીએ, અનુસૂયા સતી ખરી,
ક્યાં છે તારા, અવધપતીની, સંકટે નહીં ડરી? રડત.

શાંડીલી નિજ નાથ સેવી, પતિને જીવન દાન દઈ;
સાવિત્રી સતી રાણકદેવી, મરણથી ડરી નહિ, રડત.
પદ્મિનીને લાલ બાએ, રક્તે ભિંજાવી ભુમી,
જીવનનાં બળી દાન દેતાં. કરજને અદા કરી. રડત,

કહો જેનાં આવાં અણમૂલાં રત્નો ખોવાયાં હોય, તેના દુઃખનું વર્ણન શી રીતે થઇ શકે? છેલ્લા શોકોદ્ગાર સાથે આકાશવાણી થઈ. અશ્રુના બિંદુઓ વર્ષાવતી તે અમારી વ્હાલી માતા હિંદ દેવી આકાશવાણીને શાંતિથી સાંભળવા લાગી.

## આકાશવાણી.

બહુ વર્ષ સુખ તેં ભોગવ્યું,
દુઃખ તે થકી અધિકું સહ્યું;
બહાદુર બ્રિટનના આશ્રામાં,
કષ્ટ તુજ ચાલ્યું ગયું.

*  *  *  *

રાજકીય સુધારણામાં
જગત આ ઝુકી રહ્યું;
દયાળુ સરકારનું પણ,
લક્ષ એ મધ્યે રહ્યું.

આકાશવાણી સાંભળી શોક ત્યજી સહજ શાંત થયેલી દેવી પુનઃ એકા એક ધ્રુસકે રડવા લાગી. અને એક પછી એક અશ્રુનાં પાંચ બિંદુઓ પડયાં તે દ્વારાએ તેણે પોતાના રોદનના ઉદગારો જણાવ્યાં.

દેવ! મને તમારા તરફ વિશ્વાસ છે. તમારા શબ્દો મારે માટે સાચા પડશે એ નિર્વિવાદ છે. પરંતુ તેમાં વિઘ્નરૂપ કેટલાક મારાં ઉચ્છ્રંખલ અને અજ્ઞાન બાળકો માટે મને ચિંતા છે.

લગભગ હજાર વર્ષથી રીબાતાં, પીડાતાં, મ્હારાં વ્હાલાં બાળકોની કથાનું જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારે મારાં રોમાંચ ખડાં થાય છે, ચર્ણ ધ્રુજે છે, અને ખૂન તપી આવે છે. પણ શું કરૂં મ્હારા પોતાનાં સંતાનોનાં કુકૃત્યોનુંજ એ ફળ દેવ મને ચખાડી રહ્યો છે.

કલેશને કંસાસ,
ઇર્ષ્યા વૈરમાં અળગા થયા,
અફીણુદારૂ ભાંગ, ગાંજા,
નિશામાં ડૂબી ગયા.
બહુ મોજમાં મહાલ્યા,
મારગ નીતિનો ત્યજીને વહ્યા,
(અંતે) ધર્મ કર્મ પરહરીને,
સુધારાના સ્વામિ થયા.

અને તેનેજ પરિણામે, પૃથ્વી ભરની પ્રજામાં નીચો નંબર ગણાય છે, લાખો સુધારા કરો, કરોડો સભાઓ કરો, અને જીવન પર્યંત પુરૂષાર્થ કરો પરંતુ ધર્મ વિના શ્રેય થતુંજ નથી. ધર્મ વિનાનાં વિસ્તાર વાળાં રાજ્યો એક ક્ષણમાં ધૂળમાં મળી ગયાં છે.

ચાર વર્ણોને સ્થાને આજે ચાર હજાર વર્ણ જાતીઓ થયેલી દેખાય છે. એક સનાતન વૈદિક ધર્મને બદલે અધુના સેંકડો વિચિત્ર મનઃ કલ્પિત ધર્મના વાવટા ફિડતા દેખાય છે. કર્મ, ઉપાસના, અને જ્ઞાનને તિલાંજલી આપી અધુના ધર્મને બહાને કેવળ નાટકોજ ભજવાય છે. અને ચારે આશ્રમો પર પગ મુકી તેનો નાશ ધોળે દહાડે ભર બજારે કરાય છે.

ધર્મનિષ્ઠ, કર્મનિષ્ઠ, બ્રહ્મનિષ્ઠ, અને સત્યનિષ્ઠ વીરપુત્રોને ઉત્પન્ન કરનારી પવિત્ર મહિલાઓને તેમના પતિવ્રતને માટે યોગ્ય જ્ઞાન ન આપતાં સુધારાને બહાને કંઇ બીજાજ માર્ગમાં દોરી,

ફેશનનો અટપટો રંગ લગાડી અનીતિ અને સ્વતંત્રતાના વેરનિશ્ચથી પાકો કરી લેવાય છે. તેથી ભવિષ્યમાં થનારાં સંતાનો, ધર્મ, નીતિ અને જ્ઞાનની ગાથાઓ સાંભળી, ગભરાઈ શંકા કૂપમાં પટકાય છે. અને અંતે અવનતિના અરણ્યમા અટવાઇ જીવન વ્યતિત કરે છે. વિચાર સાગરમાં દીવાની બનેલી હિંદદેવી છેવટે પોતાનાં બાળકોને સદ્બોધ કરતાં કથે છે.

## ( એ અમો અબળાને માયા વ્હાલીરે )

માતૃ શાંતિ માટે પ્યારા, ઐક્યને વધારીરે (૩)
ધર્મના મેદાને આવો, ફરજ બખતર ધારીરે (૩) માતૃ૦

હોટલો ઉખેડી નાખો, ચ્હાચિરૂટે ચિત્ત ન રાખો,
વીર્યબળ બુદ્ધિની હણનારીરે (૩) માતૃ૦

વીશકોટી વ્યસન વશ છે, હિંદમાં નર નારજો;
જણદીઠ દિનનો અર્ધ આનો; એ હીસાબે ધારજો.
એ અબજને ચાળીશ કોટી દામને વિચારજો;
બચાવતાં એ બહુ બિચારાં દુઃખીજન પોષાવજો.
ત્યારે દેશ દશા ફરનારીરે (૩) માતૃ૦

વર્ણ આશ્રમો સંભાળો, વેદ શાસ્ત્રોને નિહાળો;
વડીલોની નીતિ લ્યો સ્વિકારીરે (૩) માતૃ૦

ब्राह्मणोऽस्य मुखमासित् એ વેદ વાક્યો ઉર ધરો;
चातुर्वर्ण्यं मयासृष्टं ગીતા તરફ દૃષ્ટિ કરો,
ब्रह्मचर्य सन्यस्त આદિ આશ્રમે બુદ્ધિ કરો;

ઉપનયન ને વિવાહનાં નાટક હવે તો પરહરો.
તજો કુરૂઢી દુઃખકારીરે (૩) માત૦

શ્વાનવત્ ખાવું પરસ્પર, એ સુધારે થાય શું ?
નીતિ અને સદ્દજ્ઞાન વિણ એ રાગદ્વેષ તજાય શું ?
હોશિયારી ફેશનની વધી નર નારી ફંદ ફસાય શું ?
પર નર સહ ખરસમ બનીને ડેન્સ ક્રીડા થાય શું ?
વ્યભિચાર વૃત્તિ નાખો બાળીરે (૩) માત૦

એક પત્નીવ્રત પોષો, પતિવ્રતા ત્યારે જોશો;
રત્ન પુત્રને એ દેનારીરે (૩) માત૦

ધૃતિઃ ક્ષમા આદિ ધર્મનાં દશ ચક્રપર આરૂઢ થઈને;
એ સત્યધર્મ સ્વિકારતાં સંકટથી ન જરી ડગો;
બળ, બુદ્ધિ, ધન ને જ્ઞાન, એ તમબંધુ માટે આપજો;
બનતી મદદ કરીને સહુ પ્રાણી દરદને કાપજો.
ત્યારે તમ માતા સુખીયારીરે. (૩)



## હિંદદેવીનાં અશ્રુબિંદુઓમાં આજ્ઞાઓ.

**પ્રથમબિંદુ.**

બ્રાહ્મણો કે જે વૈદીક ધર્મનો ઝુંડો ઉઠાવનારા હતા, નિસ્પૃહ હતા, રાજા મહારાજાઓ અને ધનિકોની આશા કરતા ન હતા, અનેક પ્રાર્થનાઓ કર્યા છતાં પણ દાનાદિ માટે હાથ લંબાવતા ન

હોતા, સંતોષી અને વિદ્યા વિલાસી હતા, નિત્ય નૈમિત્તિક કર્મમાંજ કાળ ગાળતા હતા, અને પ્રજા માત્રના જે પૂજ્યગુરૂ હતા. તેમાંના કેટલાએક અધુના વેદનાં નામ પણ પુરાં જાણતા નથી, સેંકડો અપ-શબ્દ સાંભળ્યા છતાં પણ ગૃહસ્થોના દ્વાર પરથી પગ પાછો ફેરવતા નથી. રાજા મહારાજાઓ અને ગૃહસ્થોની સેવા કરવામાં ડરતા નથી. લોભી અને લાડુના પક્કા વિલાસી બન્યા છે, નિત્ય નૈમિતિક કર્મમાં ઝોળી લઇ ભીખમાગવા સિવાય બીજું કંઇ હોતું નથી, ગુરૂવૃત્તિ ત્યજી ગુલામ વૃત્તિથી જીવન વ્યતિત કરનાર હે ભૂદેવો! ઉઠો બહુ કાળ ઉંઘ્યા છો હવે તો જાગો? શાસ્ત્ર સંપન્ન થાઓ અને ક્ષત્રિય, વૈશ્ય શુદ્રા દિને ધર્મ કર્મરૂપી અમૃતનો સ્વાદ ચખાડવાને કટિબદ્ધ થાઓ.

## દ્વિતીયબિંદુ

નિરક્ષર ગુરૂઓ? અને જ્ઞાન સાથે સાઠમારી કરનારા સાધુઓ ધર્મને બહાને જન સમાજ કે ચેલાઓમાંથી લાખો રૂપીઆ ઉઘરાવી લઈ ગાડીઘોડામાં ફરનારા, મનોહર પોષાક પહેરી મોજ મારનારા, ખટરસાદિ ભોજન કરી ઇંદ્રિયોને તાબે થઇ અનેક કુકર્મના વ્યવહાર કરનાર, ત્યાગી થઇ મોટાં મંદિરમાં મ્હાલનારા, વેરાગી થઇ મહીલા મંડળમાં રાસક્રીડા કરનારા કે પરસ્ત્રીઓ પાસે પગ પૂજાવનારા, કંઠીઓ બાંધી દ્રવ્ય હરનારા, નાટકો અને નાચના જલસા કરાવનારા કે તેમાં પહેલી ખુરશીપર બેસનારા, મુસાફરીમાં પારકે પૈસે ફર્સ્ટ કલાસ કે સેકન્ડ કલાસમાંની ટીકીટ લેનારા, તથા જન સમાજમાં બોજા રૂપ થઈ પડે તેવી ક્રીયા કરનારા ગુરૂઓ અને મહાત્માઓ તમે બહુ દિવસ મોજ મજાહ કરી છે હવે તો ઉઠો? અને પુરૂષોને તેમના ધર્મ સાથે

પત્નીવ્રતનો તથા સ્ત્રીઓને તેમના ધર્મ સાથે પતીવ્રતનો ઉપદેશ કરી તમારી ફરજને અદા કરો.

## તૃતીયબિંદુ.

વિદ્યાર્થી બંદુઓ કે જે સ્કુલમાં, કોલેજમાં કે પાઠશાળામાં ભણવાની સાથેજ નોકરીની ઇચ્છા રાખનારા સ્વતંત્ર જીવનને પરતંત્રતાની બેડીમાં પટકી ગુલામ પેઠે જીંદગી ગાળનારા અર્ધદગ્ય જેવી દશામાં થોડી ઘણી વિદ્યા ભણી મરકટની પેઠે બીજાની નકલ કરી ખર્ચના ભયંકર બોજામાં પડનારા, ધર્મ કર્મ અને નીતિને ઢેમ કુહી હાંકી કાઢનારા, ફેશનમાં ફરનારા, ચ્હા, ચિરૂટાદિ વ્યસનોમાં મરનારા બ્રહ્મચર્યને લાઠી લઇ હાંકી કાઢનારા. અને ક્ષય જેવા દુષ્ટ રોગને નિમંત્રણ કરનારા, બળ, વીર્ય વિનાનાં ખાલી ખોખાં જેવાં શરીરવાળા તમે ઉપરના દુર્ગુણોને ત્યજી પ્રાચિન પ્રણાલી તરફ સત્વર વળો તમારા ઉપર આ તમારી ગરીબડી બની ગયેલી માતાનો મોટો આધાર છે. મોટો વિશ્વાસ છે. માટે તૈયાર થાઓ!

## ચતુર્થબિંદુ

नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः॥

આ આત્માને શસ્ત્રો છેદતાં નથી. એને અગ્નિ બાળતો નથી, એને પાણી પલાળતાં નથી, અને પવન સુકાવતો નથી.

એ ઉચ્ચ કોટીનું જ્ઞાન કે જે મરણના ભયમાંથી મુક્ત કરનારૂં છે. તેનો જ્યારે હિંદમાં પ્રવાહ હતો ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર

અને સ્ત્રીઓ સર્વ કોઇ પોતાનું વચન પાળવાને, અન્યનું રક્ષણ કરવાને અને ધર્મ સંભાળવાને પ્રાણાંત સુધી આગળ વધે જતાં પણ નિરાશ થઇ ડરી જતાં નહિં. પણ વખત આવે મહર્ષિ દધીચી, મહારાજા હરિચંદ્ર, કરણ, મયુરધ્વજ અને શીબીરાજાની પેઠે પરોપકારને ખાતર પોતાના શરીરને અર્પણ કરવાને ચુકતાં નહિં. ધર્મ માટે, બંધુઓ માટે, મિત્રો માટે સ્ત્રીઓ માટે અને નિરાધારકે અશક્તો માટે મોતનો ડર ન રાખતાં હિંમતનાં હથિઆર સજી ફરજ મેદાનમાં મસ્ત બની મહાલતા અને બોલેલાં વચનોને મરતાં સુધી પાળતા. એ મનુષ્ય માત્રની ઉન્નતિનું મુખ્ય કારણ વેદાંત વિદ્યા તે લોપ થઇ તેની જગ્યાએ પાખંડ અને પ્રપંચમિશ્ર ધર્મો ચાલી રહ્યા છે. કે જ્યાં બહારથી કોઇનો અવાજ આવતાંજ માળા તિલક અને પાઠ પૂજા બાર ગાઉ દુર નાસી જાય છે. ત્યાં ઉન્નતિની આશા ક્યાંથી રખાય ? માટે હવે તો બહુ દિવસથી વગર પરવાનગીએ પ્રવેશ કરી કબજો કરી બેઠેલા અજ્ઞાનને દુર કરો, અને નામદાર બ્રીટિશ સરકાર તમારી યોગ્ય માગણીઓ સ્વીકારે તેની સાથે આત્મસ્વરાજ્યને પણ પાસે રાખજો તમારૂં સાચું સુખ તો તમારા આત્મસ્વરાજ્યમાં છે. તે મેળવશો ત્યારેજ તમને ખરો સંતોષ, સુખ, અને આનંદનો અનુભવ થશે.

## પંચમબિંદુ

પતિને પગરખા સમ ગણી મરજી મુજબ ફરનારી, થોડો ઘણો અંગ્રેજી કે ગુજરાતી અભ્યાસ કરી સ્વતંત્રતાનો ઝુંડો લઇ ફરનારી નીતિની વાતો કરી અનીતિની બાજી ખેલનારી, સુધારાની સભાઓમાં

સંપ અને કુસંપનાં ભાષણો ભરડી ઘરના ધણીને ધક્કો મારનારી, પતિ અને પ્રભુનું પૂજન છોડી જેન્ટલમેન સાહેબોના પૂજનમાં આનંદ માનનારી પતિને પડતો મેલી નાટકમાં ટીપાર્ટીઓમાં, અને માનપાનનાં મેળાવડાઓમાં પરનર સાથે હાથ મેળવી ગુડનાઇટ સર કહી દેડકીની પેઠે ફુલી મરનારી, ધણી અને ઘરની ગરીબાઇ સ્હામે ન જોતાં ફેન્સી પોશાક તથા અલંકાર માટે ગરીબડા ધણીને કરજના ઉંડા કુવામાં ઉતારનારી, દિવસે કે રાત્રીએ લોક લજ્જા સ્ત્રી ધર્મ અને નીતિને લાત મારી પર પુરૂષો સાથે બગીચામાં કે દરીયા કિનારે ફરનારી, પરતંત્રતાથી કંટાળીને કે યોગ્ય વર ન મળવાથી કુંવારી અવસ્થામાં બ્રહ્મચર્ય પાલન કરવાને બહાને કુકર્મનો ભંડાર ભરનારી, અભ્યાસને માટે લગ્નગાંઠથી મુક્ત રહેવાને બહાને કોલેજોમાં કે બહાર સેંકડોને કોલ કરારથી પ્રસન્ન કરી પિતૃકુળની ઉજવળ કીર્તિને કાળો ડાઘ લગાડનારી, સ્ત્રીઓ હવે તમે પૂર્વ વત્ દેવીઓ બનો અને લાખો પુત્ર રત્નને ઉપ્તન્ન કરો કે જેથી રૂદન કરતી તમારી પવિત્ર માતાનાં અશ્રુઓ અટકે અને તેને સુખશાંતિ મળે.

## પ્રજા પ્રતિજ્ઞા

દેવી હિંદને માટે અમારો જાન છે કુરબાન;
બ્હાલી માતૃને માટે વિચરીએ ફરજને મેદાન. દેવી.

ત્હારાં અશ્રુનાં બિંદુ તણા ઉપદેશ પર દઇ ધ્યાન;
જગાવી જગત જાગીશું, તજી બહુ દીનનાં અજ્ઞાન. દેવી.

અંગદ, મારૂતી, શુકદેવ, પામ્યા જેહથી સન્માન
અષ્ટાવક્ર, અર્જુન, કરણ બળીયા ભીષ્મ પરશુરામ. દેવી.

ધી, શ્રી, સ્ત્રી, ક્રમે ધારી કરીશું દેશનું કલ્યાણ,
આશ્રમ વર્ણને પોષી બનીશું સ્વર્ગના મહેમાન. દેવી.

ભણી ગણીને ગુલામીની કલંકીત માળને દઇમાન,
નહીં બનીશું અજા અમે, સ્વતંત્ર સિંહનાં સંતાન. દેવી.

ધરો પ્યારા પ્રતિજ્ઞા લઈ, અનીતિ વ્યસનપર પાષાણ,
ઉઠીને કરો સત્વર બિચારી માતનું સન્માન. દેવી.



## જ્ઞાતિ મિલ્કતનો હિસાબ.

નથી વિદ્વતા વાપરી ન્યાતકાજે, નથી વાપરી પાઇ જે લોક લાજે;
નથી કાર્ય કીધાં ગણી જ્ઞાતિ પ્યારી, વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?

\+ \+ \+ \+ \+

હશે તે કદાપિ બહુ લક્ષ્મીવાળો, વડો વૈભવી રાજવી ને રૂપાળો;
તથાપિ ન તેને વિવેકી વખાણે, ભરે પેટ તે કાક કીડા પ્રમાણે.

જ્ઞાતિની મિલ્કતોનો ઘણે ઠેકાણે ગેર ઉપયોગ થાય છે, આગેવાનો હિસાબ બતાવતા નથી, કોઇ હીસાબ માગે તો પાંચ દશ આંધળાઓને બગલમાં ઘાલી તડ પાડી બેસે છે એટલે હિસાબની વાત ઉડી જાય છે, અને ઉલટો જ્ઞાતિમાં ક્લેશ કુસંપ ખડો થાય છે એ જ્ઞાતિની મિલ્કત પચાવી બેસનારા અજ્ઞાન આગેવાનો—શેઠીઆઓ એ મહા પાપથી પોતાનું અને કુટુંબનું સર્વસ્વ ગુમાવી ભીખારી

બની જાય છે અને એવા અનેક દાખલાઓ તમારી દૃષ્ટિસમીપ ખડા છે તે તપાસી જોજો.

જે જ્ઞાતિ સમાજની સ્થિતિ સારી હોય તેણે તો એક ખાસ મુનીમ રોકી નામું ચોખ્ખું રખાવવું જેને પ્રતિ માસે ત્રિમાસે કે વર્ષે જ્ઞાતિના અમુક જનો તપાસી સહીઓ કરે અને બીજા સર્વ ગમે ત્યારે જોઈ શકે. જે જ્ઞાતિ ટુંકી હોય તેણે પોતાની મંડળીમાંથી ઓનરરી કામ કરનાર સત્યાચરણી માણસ નીમી લેવો. અને તેને ત્રણ કે પાંચ વર્ષે જરૂર બદલવો. આ પ્રમાણે દરેક કોમે પોતાનો વહીવટ ચોખો રાખવો જોઇએ. જ્ઞાતિનો વહીવટ કરનારાઓ કેટલેક ઠેકાણે સ્વચ્છંદી, સ્વતંત્ર, અને મિજાજી હોય છે. તેમ કરતાં તેઓ દ્રવ્ય કે ચોપડાઓને દબાવી બેસે છે અને પછી જ્ઞાતિ તરફથી હીસાબ માગવામાં આવે તો સ્હામે ડોળા કહાડી ઘૂરકાવે છે, ઘણા અજ્ઞાન લોકો તેમના તેજમાં અંજાઇ તેમના મતને મળતા થઇ જાય છે અને એવા ઉડાઉગીર આગેવાનો છેવટે પોતાનું ધાર્યુંજ કરે છે. તેથી તેમની કીર્તિ સુખ, અને સત્તા સર્વનો નાશ થાય છે. અને જ્ઞાતિ પણ અધોગતિએ જાય છે. માટે જે લોકો તેનો વહીવટ સારી રીતે ચલાવી શકે તેમનેજ તે કાર્ય સોંપવાની જરૂર છે જે લોકો જ્ઞાતિ મંડળો ન નભાવી શકે તે સ્વરાજ્યને કેમ નભાવી શકે? એટલા માટે સ્વરાજ્ય મળે તે સાથે પ્રત્યેક જ્ઞાતિએ જુદાં જુદાં મંડળો સ્થાપન કરી બ્રાહ્મણ, ક્ષત્રીણ, વૈશ્ય અને શુદ્રે પોતાના પેટા ભાગો એક કરવા પ્રયત્ન કરવું. અને સર્વ જ્ઞાતિનાં પુરૂષો સ્ત્રીઓ વિદ્યાર્થીઓએ તેમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેવો એમાંજ જ્ઞાતિનો, ધર્મનો અને

દેશનો ઉદયમંત્ર સમાયલો છે. શરીર ક્ષણિક નાશવંત છે. તે જીર્ણ થયા પછી કંઇ પણ થઈ શકશે નહીં.

પિંજરા પુરાણા હો ગયારે, ભાઇ ગંગારામો. પીંજરા
અષ્ટ નવમાસ ઉદરમે ઝૂલે, નવ સુમરે ભગવાના,
ઇતની એર સંકટસેં છૂટું, ના ભૂલું ગાતેરા નામા ભાઇ.
જગ આયે સુધ ભુલ ગઇ હો માયા મેં લપટાના,
ગર્ભ વાસમેં ભક્તિ કબુલી, અબકયું ફીરત ભુલાના ભાઇ,
બાલપના ખેલમેં ગુમાયા, તરૂન ભયે મસ્તાના,
વૃદ્ધ ભયે તન કાંપન લાગે, શિર ધુની ધુની પસ્તાના. ભાઇ.
અબહુ ચેત હેત કર હરિસેં, ગુરૂ ચરણ ધરો ધ્યાના,
નિરમલદાસ દયા સદ્‌ગુરૂકી, જગત્ વિષય સમજાના ભાઇ.

## પ્રીતકા વાયદા કરકે પ્રિયા—એ લય.

આવો સજ્જન સહુ હળી મળીને કરવા જ્ઞાત ઉદ્ધાર સહી;
કરવા જ્ઞાતિ ઉદ્ધાર સહી, વિદેશ ફરો કટિબદ્ધ થઇ........આવો૦
મિથ્યા મોટાઇનાં મૂળ ત્યજી, સંત્ય, ક્ષમા, ગુણ ત્યોને સજી;
વેદ પુરાણે એ વાત કહી..............................કરવા૦
મિત્ર મંડળની સાથે રહો, ખટકો દિલનો ખરેખાતા કહો;
ભૂંડા જનથી ભરમાશો નહી..............................કરવા૦
સમજુ જનને સમજી ભળશે, અજ્ઞાનિ શાબ્બાસણથી મળશે;
અહંકારથી બ્રહ્મા વિરામ્યા જઇ..........................કરવા૦

ગદ્ધાને નવાડો ગંગામાં જઈ, તદપિ બનશે એ ગાય નહીં;
સ્વાર્થી સુરદાસની શુદ્ધ ગઈ..............................કરવા૦
પ્રપંચતણી પટલાઈ ત્યજી, રૂડી રીતમાં રાખો મત્ત હજી;
રેવાશંકર સમજો ધન્ય ઘડી..............................કરવા૦



## ઉપદેશામૃતની ઉજાણીઓ.

गुणिनी गुणज्ञो रमते ना गुणशीलस्य गुणिनि परितोषः ।
अलिंगति वनात्कमलं नहि भेकस्त्वेक वासोऽपिः ॥

ગુણને જાણનાર ગુણવાનો પ્રત્યે રમે છે. ગુણ વગરનાને ગુણવાનો પ્રત્યે સંતોષ મળતો નથી, ભ્રમર વનથી કમલ પ્રત્યે આવે છે, દેડકો કમળ સાથેજ રહે છે પરંતુ કમળ તરફ જતો નથી.

જ્ઞાન હીન પુરૂષો કે સ્ત્રીઓને જ્ઞાનનો વિષય રૂચતો નથી. પરંતુ જ્ઞાતિ નાયકોએ તેમને દુઃખકર માર્ગ ત્યાગ કરવાને વારંવાર બને તો પોતે, કોઈ જ્ઞાતિ વિદ્વાન પાસે અને તે પણ ન બને તો જ્ઞાતિ સુધારા વિષયનું સંગીન જ્ઞાન-શક્તિ ધરાવનારા કોઇ પણ ઉપદેશક દ્વારાએ જ્ઞાતિ મંડળો મેળવી જે જે વિષય સમયપર જરૂર ના જણાય તે તે વિષયો ઉપર રસ ભરી રીતે સંગીત વ્યાખ્યાનો ધર્મ, નીતિ યુક્ત કરાવવાં એનું પરીણામ એ આવશે. કે જ્ઞાતિજનો સખ્તાઇથી જે કાર્ય કરવા તૈયાર નહીં હોય તે સહેલાઈથી ઉત્સાહ પૂર્વક કરી શકશે.

અધુના જ્ઞાતિના આગેવાનોની સ્થિતિ પ્રાયઃપ્રસંશનીય હોતી નથી એટલે પોતાનું તથા જ્ઞાતિનું અહિત કરનારીજ હોય છે. જે માટે એક નાનકડું કાવ્ય ચિત્ર રજુ કરવામાં આવે છે. આશા છે કે આગેવાનો તેપર વિચાર કરી સુખી થશે.

## કવ્વાલી.

વારસ વિણુ કોઇ ન્યાતે મરે,
તો દિવાળી ગણી મન મોજ કરે;
ખાઇ પીને ખુબ પારકા દ્રવ્યથી પેટ ભરે. વારસ૦

હોય પિત્રાઇ તેને ધક્કો ધરી દે,
બીજા સર્વ મળી મિલ્કત લઇ લે;
પાપની પુંછ પકાવી લઇ,
નિજ પુણ્યના પુંજમાં આગ ધરે. ખાઇ૦

થોડું દ્રવ્ય ધરીને ઉજાણી કરે,
વરસે, વરસે તેનો ભાગ મળે;
પછી પાપના નાણાનું લાણું કરી,
બળ બુદ્ધિ ગુમાવીને આપ મરે. ખાઇ૦

ગુનેહગારની પાસે કઢાવીને દામ,
બહુ ઐશ બનાવે છે ભોજન ધામ;
પછી પાપની શાળામાં પાક કરે,
ગણે વસ્તિને કેમ ઘટે છે અરે? ખાઇ૦

એવા પાપી પઠેલો જે ન્યાત તણા,
સદ્ધર્મ સુવિદ્યામાં ચિત્ત વિના;
રેવા એવા જે જ્ઞાતિ બગાડી મરે,
પછી શ્વાનને કિટક દેહ ધરે. ખા૪૦



# વિદ્યા વૃદ્ધિની જરૂર.



शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥

વિદ્યા વિનાનું માનવીનું જીવતર કૂતરાના પુંછડાની પેઠે વ્યર્થ છે. શ્વાનનું પુછડું જેમ ગુહ્ય ભાગને ઢાંકી શકતું નથી. મક્ષિકા ઉરાડવા પણ કામ લાગતું નથી. તેમ

અધુના ગુજરાતમાં દરેક જ્ઞાતિની ભોજન શાળાઓ,–જમવાની વાડીઓ રસોઇ બનાવવાનાં વાસણો અને ચુલા માટે જેટલી કાળજી રાખવામાં આવે છે. તેટલી કાળજી પોતાનાં પ્રાણથી વ્હાલાં બાળકો બાળકીઓ કે જેમને જ્ઞાતિની અને પોતાની સઘળી મિલકત વારસામાં સોંપી જવાની છે તેમની તથા જેણે જીવન આપ્યું છે, સુખી રાખ્યા છે અને સંતતિ સંપત્તિ આપી છે તે પ્રભુની પણ નથી રખાતી.

બાળક બાળકીઓ! જેમના ઉપર પોતાના જીવનનો પૂર્ણ આધાર છે, અને જેમના હાથમાં પોતાની કીર્તિ ધ્વજા કાળો ડાઘ ન લાગે તેવી ઇચ્છાથી સોંપવામાં આવનાર છે તેમના તરફ જરા પણ લક્ષ ન અપાય એ પશુબુદ્ધિ નહીં તો બીજુ શું છે?

એજ બાળકીના સુખને ખાતર માતા પિતા થોડું ખાય છે બહુ દુઃખ વેઠે છે ગમે તેવા ન્યાય અન્યાયથી દ્રવ્ય જમા કરે છે, મકાનો બંધાવે છે અને વાડી વઝીફા વસાવી મરતી વખતે સોંપી જવામાંજ સુખ માને છે. પરંતુ સદ્‌વિદ્યારૂપી ધન નથી આપવામાં આવતું તો એ સોંપેલી સર્વ સમૃદ્ધિ એક બે વર્ષમાંજ ફના થઈ જાય છે અને માતાપિતાના નામને કલંક લાગે તેવા ધંધા કરાય છે ઘણા દાખલા આવા તમારી નજર સમીપ ખડા છે.

એવાં અનેક કારણોથી હિંદની સ્થિતિ અધુના દયાજનક થઈ પડી છે, જે હીંદ હીરામાણેક સુવર્ણથી ભરપુર હતું, જેનાં બાળકો કોહીનૂર જેવાં રત્નોથી રમતાં હતાં, જેના માલીકોને બેસવાનો પાટલો (મયુરાસન) સાડા છ કરોડની કિંમતનો હતો. જેનાં સુખ જોઇ ઇંદ્રાદિ લોભાતા હતા. તે હીંદનાં બાળકોને ટંકે ખાવાના ટુકડા રોટલાના પણ વાંધા છે. પહેરવાને વસ્ત્રના વાંધા છે અને સુવા બેસવા ઉભા રહેવાને જમીનના પણ વાંધા છે એટલુંજ નહીં પણ કઈ ઘડીએ તે કઇ સ્થિતિમાં મુકાશે તેમાં પણ શંકા છે. આ સર્વનું કારણ સદ્‌વિદ્યાનો અભાવ, સદ્‌જ્ઞાનનો અભાવ, શારીરીક બળનો અભાવ, સ્વતંત્રતાનો અભાવ, સ્વધર્મનો અભાવ અને છેવટે સદ્‌ગુરુ, સદુપદેશકોનો અભાવ એજ પ્રબલ કારણ છે.

ઘણી જ્ઞાતિઓમાં પ્રતિવર્ષ ઉજાણીઓ માટે મરનારાઓ રૂપીઆ મુકી જાય છે. જેના દર વર્ષે અનેક ઓચ્છવો જમણવારો થાય છે. પ્રિય પાઠક! જરા જ્ઞાન પૂર્વક વિચારશો તો સમજાશે કે મરનારા લોકો આ રૂપીઆ જ્ઞાતિને જમાડવા માટે મુકી જતા નથી પરંતુ જ્ઞાતિને મારવાને માટેજ મુકી જાય છે. કરણ તેનો સદુપયોગ કંઇ પણ થતો નથી.

જ્ઞાતિના નિરાધાર વિદ્યાર્થીઓના અભ્યાસને માટે ગરીબ બિચારી નિરાધાર નિર્દોષ વિધવાઓને જ્ઞાન દાન મળે તે માટે, અને જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અનેક કુધારા–રાક્ષસોને જડ મૂળથી મારી કહાડવાને માટે મરનારા કે જીવતા રહેલાઓ તરફથી એક પાઇનો પણ વ્યય થતો નથી. કહો પ્રિય સજ્જનો! આ જ્ઞાન હીન અને દેખાદેખી કરનારી જ્ઞાતિ સમાજોની ઉન્નતિ કઇ રીતે થઇ શકે એમ છે? બંધુઓ! તમારી આસપાસ ઘણી જ્ઞાતિઓ જાગૃત થઇ છે તેમણે પોતાનાં બાળકોને સદ્વિદ્યાના ઉપાસક બનાવ્યા છે.

લાયબ્રેરીઓ, સ્કોલરશીપો, બોર્ડીંગો, અન્ન, વસ્ત્ર, ફી વિગેરે મદદો બાળક બાળકીઓને, તથા સ્ત્રી સમાજ સધવા વિધવા અને કન્યાઓને તેમના ધર્મનું જ્ઞાન મળે તેવી ઉપદેશની અને અભ્યાસના પૂર્ણ મદદ મળે તેવી યોજનાઓ ઘણી જ્ઞાતિઓએ અમલમાં મુકી છે. તમે તેમ કરવામાં ચુકશો તો જ્ઞાતિ મૂલ કે જેને કુચાલનો સળો લાગ્યો છે તે થોડા સમયમાં જરૂર નષ્ટ થઇ જશે એ લક્ષમાં રાખી કંઇક કરવાને કટિબદ્ધ થજો.



(ધર્મ ઢોલ વાગતે ઘોવાય છેરે અરરર આજ.)

જ્ઞાતિ મૂલ નષ્ટ થતું જાય છેરે અરરર આજ
જ્ઞાતિ મૂલ નષ્ટ થતું જાયછે. જ્ઞાતિ.
વિક્રય રૂપી લુણો લાગ્યો એના મૂલમાં;
ઇર્ષા દ્વેષને કુસંપ અવિદ્યાથી ભૂલમાં;
દિનદિન અધોગતિ થાય છેરે. અરરર
લક્ષ્મી સુખ સંસારનું ને વિના જરાયે;
વિદ્યા વિના બુદ્ધિ વૃદ્ધિ કદી નહીં થાયે;
મળે નહીં દુઃખમાં પાલાય છેરે. અરરર.
અંત્ય જોએ ભણી ગણી વેદ વાણી ભાખે;
શૂદ્રોએ પામ્યા ઉચ્ચ પદીજગ આખે,
જાગૃતિમાં સર્વ કો જણાય છેરે. અરરર.
રાગ દ્વેષ તજી જરા આંખડી ઉઘાડો;
બાળકોને સ્વાદ સદ્ વિદ્યાનો ચખાડો;
"રેવા" બ્રહ્મપદસિદ્ધ થાય છેરે. અરરર

# જ્ઞાતિના આગેવાનોને અર્પણ.

## ઉપદેશમાળા.

માલા ફેરત જનમ ગયા, ગયા ન મનકા ફેર;
કરકા મનકા મેલ કે, મનકા મનકા ફેર.

\+ + + +

માલા બનાઈ કાષ્ટ કી, માંહી પરોયા સૂત,
માલા બિચારી કયા કરે, ભજને વાલા ભૂત.

નિત્ય પ્રાતઃકાળમાં થોડું ઘણું પૂજનાદિ કરી માળા ફેરવવાનો સ્તુત્ય નિયમ હિંદુ સમાજમાં હોય છે. એવી અનેક માળાઓ ફેરવાઈ રહી છે. છતાં સમાજોન્નતિને બદલે અધોગતિ થઇ છે. ઉન્નતિની તીવ્રેચ્છા રાખનારા સજ્જનો એ તો કાષ્ટની માળા ફેરવતાં પહેલાં નીચે બતાવેલી માળાનો સાર્થ પાઠ કરી જવો, અને માળાના અંતમાં નિત્ય, પ્રતિમાસે, કે વર્ષે તેમાંથી થોડું પણ પોતે પાલન કરવા અને અન્યને પાલન કરાવવા યત્ન કરવા દૃઢપ્રતિજ્ઞા કરવી. જો એ પ્રમાણે આ માળાનો જપ કરવાનું કામ જ્ઞાતિજનો અને આગેવાનો સ્વિકારશે તો તેનું પૂર્ણ ફળ પોતાની, ધર્મની, દેશની અને પ્રાણી માત્રની ઉન્નતિ થયા વિના રહેશેજ નહી.

૧. જે જ્ઞાતિમાં તમે આગેવાન તરિકે ચુંટાયા છો. યા ચુંટાવાના છો, તે મંડળનું શુભ કેમ થશે? એ વિચાર તમારે એક ક્ષણ પણ વિસારવો જોઈએ નહીં.

૨. તમે જેમાં મુખ્ય છો? જેના મુરબ્બી છો? અને જેના પર હકુમત ચલાવો છો. તે જ્ઞાતિ મંડળ પ્રતિદિન વિપત્તિના સમુદ્રમાં શાથી ડુબે છે. તેનાં સમસ્ત કારણોની સૂક્ષ્મ દ્રષ્ટિએ શોધ કરજો અને તે કારણોને સત્વર હાંકી કાઢવાને ચાંપતા ઉપાય લેજો.

૩. તમે જેના સરદાર છો! એવી તમારી ગરીબડી જ્ઞાતિના બાળકો જે ભવિષ્યમાં તમારી ગાદી ખુરશીને શોભાવવાને પાત્ર છે. તેમને ધાર્મિક. શારીરિક અને વ્યવહારીક નીતિનું શીક્ષણ જ્ઞાન મળે તે માટે પૂર્ણ કાળજી કરજો.

૪. કન્યાઓને કેળવણી આપજો, અપાવજો. પરંતુ તે કેળવણી વિષમિશ્રીત, ન હોય એ ખૂબ લક્ષમાં રાખજો નહિં તો તમારી જ્ઞાતિમાં પ્રજા, અધર્મી, વર્ણસંકર, બની સ્વચ્છંદે ચઢી તમારી ખુરશીઓ. ગાદીઓ તથા સત્તાને તિરસ્કાર કરનારી થશે.

૫. કન્યાઓને પાશ્ચિમાત્ય ભાષામાં પ્રવીણ કરવા કરતાં, પહેલાં માતૃભાષા સંસ્કૃત તરફ વાળજો જેથી સુસંકૃત બની સદ્દગ્રંથવાંચી, સદ્દવિચાર પોષી, પોતાનું પિતૃકુલનું સ્વસુર સ્વામિકુલનું અને સમાગમમાં આવનાર સર્વેનું કલ્યાણ કરી શકે.

૬. સ્ત્રીઓ સ્વચ્છંદે વિચરનારી, મર્યાદામાં આગસળગાવનારી પતિને હેમ કહી કલેશ ઉપજાવનારી, સાસુ અને સસરાને તિરસ્કાર કરનારી, સ્થિતિ ઉપરાંત પતિને ખર્ચના ખાડામાં ઉતારનારી, પરજનથી હાથ મેળવી પ્રસન્ન થનારી, એકાંતમાં અન્ય પુરૂષોથી વાર્તા લાપ કરનારી, પતિવ્રતની સુંદર સાડીને અનાચાર ગળીમાં રંગનારી અને

ગૃહસ્થાશ્રમને દુઃખાશ્રમ બનાવનારી ન થાય તે માટે બહુ સાવચેતી રાખજો.

૭. મતિ પ્રિયા લગ્નના કરારો સમપદી યથેચ્છ સમજો. પુરોહિતો તે લગ્ન પ્રસંગમાં યથેચ્છ સમજાવે, માતાપિતા અને જ્ઞાતિ જનો તેમાં લક્ષ આપે, લગ્ન ક્રિયાનો પૂર્ણ હેતુ સમજાય, લગ્નની ગાંઠ સજ્જડ સંધાય અને ગૃહસ્થાશ્રમ નમુનેદાર બને તે માટે સઘળું કરજો કરાવજો.

૮. ગૃહસ્થ બ્રહ્મચર્ય પાલન કરાય, એક પત્નીવ્રત અને એક પતિવ્રત પળાય, સંસ્કાર તરફ પૂર્ણ પ્રેમ ભરી દ્રષ્ટિથી જોવાય અને વીર, ધીર, ધર્મ નિષ્ઠ પ્રજા ઉમત્ર કરી દેશોદય કરી શકાય તે માટે તન, મન, ધનનો જોઈ તો ભોગ આપજો.

૯. વિધવાઓ પોતાના ધર્મ સમજે, સાધુ જીવન ગાળનારી થાય, સાદું ભોજન કરી સાદાં વસ્ત્ર પહેરનારી થાય. અનાચાર હોળીને શાંતિના જ્ઞાનના મનોજયના સુંદર જળથી હોલવી શકાય. જીવનનો ઉપયોગ જ્ઞાતિ, ગ્રામ અને દેશ સેવામાં કરનારી થાય તથા વૈરાગ વૃત્તિથી ઇષ્ટ કૃપા પસાદીને અનુભવ કરનારી થાય એ માટે કટિબદ્ધ થઈ દિન રાત યત્ન કરજો.

૧૦ તમારી જ્ઞાતિમાં અનાથ નિરાધાર વિધવાઓ હોય તેમનો ખાવાનો પીવાનો રહેવાનો બંદોબસ્ત કરો, તથા ભણાવી વ્યવહાર નીતિ, ધર્મ અને જ્ઞાન કુશળ બનાવી જ્ઞાતિ સેવામાં ઉપયોગી થાય તેમ કરજો. અનાથ ગરીબ વિધવાઓ વિપત્તિથી

અનાચાર ન કરે અને તેમનાં બાળકોને બાળાશ્રમમાં મોકલવાનો વખત ન આવે તે માટે પુરતું લક્ષ આપજો.

૧૧ છોકરાઓ અને કન્યાઓ વિદ્યા ભણી ગણી ભાષાઓ શીખે તે પહેલાં બાલ્યાવસ્થામાંજ તમે જે જાતીમાં છો તે વર્ણાશ્રમ ધર્મનું યોગ્ય જ્ઞાન અને જ્ઞાનાર્થે નિત્ય નૈમિત્તિક કર્મો પાસના વગેરે તેમના સુકોમલ પવિત્ર હૃદય મંદિરમાં કોઈ પણ પ્રકારે મુકી આપજો.

૧૨ બાળકો અને બાળીકાઓના હૃદય મંદિરમાં મહા પ્રયત્ને તમે જે જરૂરનો માલ મુકયો છે, મુકાવ્યો છે. તે સળી ન જાય, બળી ન જાય, ચોરાઈ ન જાય, પવનથી ઉડી ન જાય, અને કીચડમાં દટાઈ ન જાય તે માટે પ્રતિમાસે, ત્રિમાસે અને મોડામાં મોડુ ષણ્માસે. છમાસે; એટલે વર્ષમાં ઓછામાં ઓછી બે વખત તેમની તપાસ કરજો. એટલે તેમને તે તે વિષયોમાં પુષ્ટિ મળે તેવા ઉપદેશ બોધ, જ્ઞાનનો ખોરાક આપજો. અપાવજો. આગેવાન થઈ તમે ઘણું કરો છો પરંતુ આ કાર્ય કરવામાં ભુલ કરશો તો તમે ફરજ બજાવવમાં ભુલ્યા છો એ માનજો અને તેનાં અનિષ્ટ પરીણામનું પારસલ તમનેજ મળશે. એ લક્ષમાં રાખજો.

૧૩ જ્ઞાતિના દ્રવ્યમાંથી પ્રતિવર્ષ નીતિશિક્ષણ વધે, તે માટેની હરિફાઈ વધે અને સ્ત્રીપુરૂષો નીતિની પવિત્ર પ્રતિમા જેવાં અન્ય જન દ્રષ્ટિએ પૂજનીય થાય. એ યોજના ભુલશો નહીં.

૧૪ તમારી જ્ઞાતિને પ્રતિવર્ષ, ઉજાણીઓ, પ્રેતભોજન, પ્રાયશ્ચિતભોજન વિગેરે જાફતો. પાપરૂપ આફતોના ક્ષણિક સુખમાં

ડુબતાં બચાવજો અને તેને બદલે ધર્મ, નીતિ, અને જ્ઞાનનાં સુખકર ભોજનો જમાડી તૃપ્ત કરજો.

૧૫ જ્ઞાતિનાં બાળકો સુખી, નિરોગી, ઉત્સાહી સ્વાશ્રયી, સબળ. નિડર, ઉદ્યમી કુટુંબ, જાતિ, દેશ અને ધર્મનાં રક્ષક બને તે માટે જ્ઞાતિ તરફથી વ્યાયામશાળા ખોલી તેમની સર્વ પ્રકારની શક્તિ ખીલવવા પ્રયત્ન કરજો.

૧૬ બાળલગ્ન, મર્યાદારહીતલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, કજોડાં અને સાટાં ત્રેખડાં જેવી દુષ્ટ રૂઢીઓને હીમતથી હાંકી કાઢજો. ત્યજો. નહીં તો તે તમને પોતાને અને તમારી આખી જ્ઞાતિને ભક્ષણ કરી જશે.

૧૭ નઠારા જ્ઞાતિવરાઓને બંધ કરી કરાવી, તેને બદલે વિદ્યાવૃદ્ધિફંડ, જ્ઞાનપ્રચારફંડ અને સ્ત્રીસંરક્ષકફંડ વિગેરેમાં નાણાં ભરાવી ભરનારનું. તમારૂં અને સમસ્ત જ્ઞાતિનું કલ્યાણ સાધજો.

૧૮ જન્માષ્ટમી, રામનવમી, શિવરાત્રી, દીવાળી, હોળી, વિગેરે તહેવારોમાં પ્રભુની છબીઓ અને પ્રતિમાને પૂજો છો, સેંકડો રૂપીયાનો વ્યય કરો છો અને ભક્તિ કરો છો તેની સાથે તમારી જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષો હાલતા ચાલતા દેવોની પૂજાને કદી પણ ભૂલશો નહીં. તેના વિના મૂર્તિઓ કે છબીમાંનો દેવ તમારા તરફ દષ્ટિ પણ કરશે નહીં એ લક્ષમાં રાખજો.

૧૯ અધર્મ, અજ્ઞાન. અને અનીતિને જ્ઞાનદાન આપી દૂર કરનારા સદ્ગુરૂ શોધી કહાડજો. તમે તમારા પરંપરાના ગુરૂને ભલે

કાયમ રાખો પરંતુ તમારૂં ગૃહસ્થાશ્રમ સુધરે, અનીતિ ટળે અને હૃદય મંદિરમાં શાંતિની પવિત્ર પ્રતિમા ખડી થાય તેવું જ્ઞાન ગમે તે દુકાને—ગુરૂને ત્યાં મળતું હોય તો તે લેવાને કદી પણ ચુકશો નહીં.

૨૦ કોરટનો તમારો સાધારણ કેસ પણ તમે સારા હુશિયાર વકીલને શોધી આપો છો બાપદાદાએ કરી મુકેલો વકીલ કાયમ રાખતા નથી તો પછી સંસાર સમુદ્રનાં તોફાની તરંગોમાં ગોથાં ખાતું તમારૂં નરદેહ નાવડું બચાવવાનો ભયંકર કેસ કોને સોંપવો તેનો વિચાર તમે પોતેજ કરી લેજો?

૨૧ અંધકારને દુર કરે તેજ સૂર્ય કહેવાય છે. તેમ હૃદયમાં રહેલું અજ્ઞાન ત્રિવિધતાપ અને જન્મ મરણની પીડાને ટાળી નાખે તેજ ગુરૂ કહેવાય.

૨૨ કદીપણ પક્ષપાતથી ન્યાય કરશો નહીં તમને જે ગાદી મળી છે તે શક્તિ છે. અને તે તમારો અન્યાય, અધર્મ, સહન કરી શકનાર નથી.

૨૩. તમે સર્વમાં મોટા મનાયા છો તો કોઇ પણ કાર્ય સાધવાને તમારા પોતાના પગ ઉપર પ્રથમ કુહાડો મારજો એટલે બીજા સર્વ તમારી નકલ કરવાને તૈયાર થશે.

૨૪, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય અને શુદ્ર એ ચારજ જ્ઞાતિ પ્રથમ હતી એ પુરાવો વેદ, ગીતા વિગેરે ધર્મ ગ્રંથો આપે છે. એ વચનોને તમે કેવી રીતે માન આપ્યું છે અને આપો છો એનો શાંતિથી વિચાર, કરજો.

૨૫. ખધરહુડ, આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, હોટલો, વીશીઓ અને ટીફીન યુક્ત ટીપાર્ટીઓ જગતને પોતાના રંગમાં રંગી રહી છે. સર્વ વર્ણને એક કરી રહી છે ત્યારે તમે પોતાની જ્ઞાતિના નજીવા પ્રસંગને લઈને થયેલા ટુકડાઓથી મળવા તૈયાર થતા નથી એનું પરિણામ શું આવશે તેનો વિચાર કરજો?

૨૬. ટુંકી જ્ઞાતિઓમાં, કન્યા આપવા લેવાને યોગ્ય વર વધુ મળતાં નથી. તેથી આંખો મીંચી ગમે તેવાં કજોડાં, વૃદ્ધ વિવાહ કે બાળલગ્ન જેવાં કુકર્મ કરવાં પડે છે એ માટે જોખમદાર કોણ છે? તે વિચારજો.

૨૭. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય વિગેરે પરસ્પર પોતાની પેટા જ્ઞાતિઓના આચાર વિચાર શુદ્ધ કરી એક થાય તો શું હરકત છે? શાંતિથી વિચારજો.

૨૮. આચાર વિચાર, અને શુદ્ધતાને માટે, હોટલો, વીશીઓ, ટીફીન પાર્ટીઓ બજારૂ ખાવાના પદાર્થો વેચતા દુકાનો અને વિલાયતી દવાઓની સૂક્ષ્મ દ્રષ્ટિએ તપાસ કરજો.

૨૯. તમારી આગેવાનીમાં બીજા યુવકો, આ જ્ઞાતિ સંસ્થા, સ્વરાજ્ય ચલાવવાને લાયક શક્તિવાળા થાય તે માટે કાળજી રાખજો.

૩૦. તમારી જ્ઞાતિની તકરાર ઝઘડો બીજી જ્ઞાતિ તરફ કે સરકાર સુધી ન જવા પામે એ માટે શાંતિ પૂર્વક પક્ષપાત છોડીને સદ્દબુદ્ધિનો ઉપયોગ કરજો.

૩૧ યોગ્ય ઉમરનાં અધિકારી સ્ત્રીપુરૂષોને અધ્યાત્મજ્ઞાન. આત્મશાંતિ મળે તે માટે યોગ્ય ગોઠવણુ રાખજો.

૩૨ જીવનની સમાપ્તિ પહેલાં તમારી જ્ઞાતિ માટે. કુટુંબ માટે. ગામ માટે દેશ માટે ઘણું સારૂં કરી જજો કે જેથી જ્ઞાતિજનોના અને દેશના સ્ત્રીપુરૂષોના હૃદય મંદિરમાં તમારી પરોપકારી પ્રતિમા સદાને માટે કાયમ રહે.

આ બત્રીસ મણકાની માળા દરેક જ્ઞાતિના આગેવાનોના કોમળ કંઠમાં અર્પણ કરવામાં આવે છે. આશા છે કે આગેવાન સજ્જનો તેને હૃદય પ્રદેશપર ધારણ કરી નિત્ય નિત્ય વિચારશે અને જ્ઞાતિનું તથા પોતાનું કલ્યાણ કરવાનાં પગલાં ભરશે તો આ માળા. ગુંથનાર ગુંથાવનાર ઉભયનો શ્રમ સફળ થયો મનાશે.

એક પાશ્ચિમાત્ય પંડિત રેવરન્ડ સાહેબ હિંદવાસીઓને માટે પોતાના વિચારો પ્રદર્શિત કરે છે જે નીચે પ્રમાણે છે.

હે ભારત વાસીઓ! તમને તમારા પોતાના કલ્યાણની અભિલાષા હોય તો તમારામાં પ્રથમ તમારા દેશનું હિત કરવાની ઇચ્છા હોવી જોઈએ. અને તેમ કરવા માટે તમો પશ્ચિમની પ્રજાને પગલે ચાલવાને કટિબદ્ધ થાઓ. તમારા બંધુ વર્ગમાં ઐક્યતા વધારો, તમારા ભિન્ન ભિન્ન પક્ષરૂપ પુષ્પોમાં ઐક્યતારૂપી સૂત્રનો સ્વદેશ પ્રેમ પરોવી દો અને તમારા પોતાના ધર્મ નીતિ અને વ્યવહારને સત્ય સુવર્ણના સુંદર સિંહાસનપર પધરાવો એથીજ તમારૂં કલ્યાણથશે,

યુરોપાદિ પ્રદેશોમાં ઘણા જુદા જુદા મત પથો છે પરંતુ દેશ હિતનો સવાલ આવે છે ત્યાં અંદર અંદરની તકરારોને તજી સર્વે લોકો ઐક્યતા સજી સાર્વજનિક હિતમાં ભાગ લે છે અને તેથીજ તેઓ આપણા ઉપર પોતાની સત્તા ચલાવી રહ્યા છે. આપણી એ ખામી પુરાય નહીં ત્યાં સુધી ઉદયની આશા રાખવી એ વ્યર્થ છે; આપણે મતમતાં તરના કે જ્ઞાતિઓના તડફડના ઝઘડામાં પડી સઘળું ગુમાવ્યું છે અને હજુ ગુમાવી રહ્યા છીએ. હાય! આના કરતાં બીજી આત્મહત્યા કયી હશે? "કુસંપનાં કડવાં બીજ વાવી અમૃત રસ નહિ પીશો." આધુનિક સુધારકો કે જે સંપના બાવણો ભરડતાં કુસંપના કુવા ખોદતા જાય છે. તેમણે ખાસ વિચારવાની જરૂર છે કે હીંદનું ભવિષ્ય તેઓને હાથે વિશેષ બગડે છે. અંદર અંદરના જ્ઞાતિ ઝઘડાઓમાં બહાદુરી બતાવવી હોય તો જાણે પુત્રના લગ્નમાં જતા હોય એમ શ્રીફળની આશાએ આનંદથી આગળ વધે છે, અને જ્ઞાતિહિતનો સવાલ આવે છે ત્યારે કાચબાની પેઠે મુખ છુપાવી દે છે એજ પડતીનું કારણ છે. દરેક જ્ઞાતિવાળા મતવાળા અને પંથવાળા માંહોમાંહેથી દ્વેષબુદ્ધિને કાઢી નાખી દેશોન્નતિની ઉચ્ચ અભિલાષાઓને પોતાના હૃદય મંદિરમાં સ્થાન આપશે તો હિંદવાસીઓ સત્વર સુખી થશે એ નિ:શંક છે.



# જ્ઞાતિના આગેવાનોને રસમય ચટણી.



સૂર્યોદયની પહેલાં બ્રહ્મ મુહૂર્તમાં ઉઠવું, દંતધાવનાદિ ક્રિયા કરી સ્નાન કરવું, નિત્ય નૈમિત્તિક કર્મ સ્વાશ્રમ ધર્મ પ્રમાણે કરવું, દેવ-ગુરૂ પર પ્રીતિ–ભક્તિ રાખવી, ઘરનાં માતા, પિતા, વડીલોને વંદન કરવું તેમની આજ્ઞા પાળવી. વડીલ વર્ગ આવે ત્યારે ઉભા થઇ તેમને માન આપવું અતિથીઓનું પૂજન કરવું. હિતકર વાર્તા લક્ષમાં રાખવી, માતા, પિતા, ગુરૂ, સ્ત્રી વગેરેનું પાલન કરવું અન્યાયથી દુર રહેવું, સ્વ સ્ત્રી તરફ માનભરી દૃષ્ટિએ જોવું તેને શણગાર વસ્ત્ર આપી સંતોષવી અને તેથી અધિક તેને તેના ધર્મનું જ્ઞાન આપવાની કાળજી રાખવી, પુત્રોને વિનય યુક્ત કરવા, નિત્ય જ્ઞાન લેવા માટે વડીલો કે જેમની પાસેથી જ્ઞાન મળે છે તેમની સેવા કરવી, પરધન તેની રજા વિના લેવું નહીં. અહાર વિહારમાં નિયમિત થવું. ઘેર આવનારને માન, પાણી, મિષ્ટ મધુરી વાણી અને શક્તિ મુજબ ભોજન વિ. આપી સંતુષ્ટ કરવો રાત્રીએ દ્વાર છોડી રખડવું નહીં. આવક તપાસી જાવકનાં દ્વાર ખુલ્લાં મુકવાં જે કરવાથી અપયશ મળે બીજાને પીડા થાય અને ધનનો નાશ થાય તે કાર્ય ભયથી અને અને લોભથી કદી પણ કરવું નહીં. જે કાર્ય કરવું હોય તેનો પૂર્ણ વિચાર કરી પછી આરંભ કરવો. મન વાણી અને કાયાથી કદી પણ કોઇનું અહિત કરવું નહીં.

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો;
તોયે અરે ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો;

સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહોરાચી રહો ?

+ + +

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો,?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો,
વધવાપણું સંસારનું નરદેહને હારિ જવો,
એનો વિચાર નહીં અંહાહો? એક પળ તમને હવો!!

+ + + + +

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજિરેથી નીકળે!!
પર વસ્તુમાં નહિ મુંઝવો એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત દુઃખ તે સુખ નહિ.

+ + +

હું કોણ છું ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરૂં ?
એના વિચાર વિવેક પૂર્વક શાંત ભાવે જો કર્યા.
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંત તત્વ અનુભવ્યાં.

+ + + +

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું,

रे' आत्मतारो आत्मतारो शीघ्र एने ओळखो
सर्वात्ममां सम द्रष्टिथी आ वचनने हृदये लखो.

(मन आव्याना करनाराने जरी जोने तपासी.)

मिथ्या मोटाईने तजी आवोरे,
आजे ऐक्यतानो झुंडो उडावो.
द्वेष ईर्षाने दूर धरी आवोरे,
हळीमळी श्री नाथ गुण गावो. आजे.
धर्म ध्याने चालतां, सदाचार पालतां,
लेशो संसार सुख ल्हावो.
अधर्मे आथडी कुकर्मो कूडां करी,
नक्की नरक महीं जावोरे. आजे.

कि कुलेन विशालेन विद्या हीनेन देहिनां ।
दुष्कुलीनोपि हि बुधो देवैरपि स पुज्यते ॥१॥

जूठी जक झाली मूर्ख करे पायमाली,
एवो ज्ञातिने दुष्ट दमनारो;
होय सगो भ्रात, तात, तोय तजो न्याय काय,
ग्रहो झट मार्ग लागे सारोरे. आजे.

---

१. मनुष्यनुं कुळ मोटुं होय, पण जो ते विद्या हीन होय; तो ते शा कामनुं? नठारा कुळनो कहेवातो छतां पण जे विद्वान छे, तेनी देव सरखा पण पूजा करे छे.

अहार षिद्रा भय मैयुनानि सामान्य मेतत्पशुभि र्नराणाम् ॥
ज्ञानं नराणां मधिको विशेषो, ज्ञानेन हीनाःपशुभिः समानाः ॥ २॥

અવળું સમજાવે, અને મનડું ડગાવે;
એવા અધમોથી કદી ના ઠગાશો,
"રેવાં રસિક સંપ સઘ નહિં કરો તો;
દશ, વીશે, છે જ્ઞાતિ નાશ થાવોરે આજે.

## (ભૈરવી—આ જગમાં જેણે મન જીત્યું તે.)

આ જગમાં જનમી જાતિ સુધારી, જીવ્યો તેજ જણાય;
ધનિ, નિર્ધની, કુલવાન અકુલિન તદપિ શ્રેષ્ટ ગણાય આ.
હું મોટો હું મોટો કરતાં મોટાઈથીજ હણાય;
પર ઉપકાર ધરે નહિં ધ્યાને, અંતે યમપુર જાય. આ.
વિદ્યા વિણ બહુ બાળ બિચારા, જીવન વ્યર્થ કરાય:
દ્વિજ કુલથી ભ્રષ્ટ થઇને, શુદ્ર સમાન મનાય...આ
દશા, દ્વાદશા બંધ કરી બિજાને તાકુમરાય;
સીમંતાદિ કૂર રૂઢીએ દીલથી દુષ્ટ તજાય...આ.
બંધ કરી બહુ દુષ્ટ વરાને, રોકડ રકમ ગણાય;

૨. અહાર, ઉંઘ, ભય, અને મૈથુન એ ચારે વાનાં પશુ તથા માણસમાં સામાન્ય છે; એટલે મનુષ્ય અને પશુએ વિષયમાં તો સરખાં છે. પરંતુ મનુષ્યમાં એક જ્ઞાન વિશેષ છે. માટેજ તેને ઉત્તમ ગણ્યો છે જે મનુષ્યમાં જ્ઞાન હોય નહીં. તે મનુષ્ય અને પશુ બે સરખાંજ છે.

નિજપેટી પેલી ખોલીને, ખનનન ખખડાવાય...આ.
એકલ પેટાં અધુરીયાંથી, જ્ઞાતિ શુભ નવ થાય,
"રેવા" એવા અધમ જનોથી બ્રહ્માપણ મુંઝાય...આ.

## (દશા આશી થઈ મારી)

બની હુશિઆર સૌચાલો, હિમત હથીઆર કર ઝાલો;
ફરજ મેદાનમાં મ્હાલો, વદો મુખ તે તમે પાળો. બની.
દીઠી તેજ દ્વિજા સુજે, ઓછી અક્કલે આમ;
વિદ્યા ભણી વહેપારની, હામન ધરે હજામ.
તમે તેવી મતિ ટાળો, સુમારગ સત્ય સંભાળો. બની.
તરત ન માને મૂરખો, પામે પિડા પ્રચંડ;
ખાય ડુંગળી ખાસડાં, દે પછી પૂરો દંડ.
નયન ઉઘાડી નિહાળો, કુબુદ્ધિને તમે ટાળો. બની.
અપજસ પણ શુભ કામનો, અપજસ નહિં કિંજસ;
અક્ષરમાં સૌ શુભ ગણે, કાજળની કાળાસ.
કરી યાહોમ કરઝાલો, ભલી નીતિ તણો ભાલો. બની.
ગણે નહીં ગંભીર જન, દુર્જન તણો અવાજ,
શ્વાન ભસે તો સામટાં, ગણે નહીં ગજરાજ.
ધરી દ્રઢતા તણી ઢાલો, આતમધન ભોગને આલો. બની.
વેર પરસ્પર નાતમાં, રાખે હલકી જાત;
શ્વાન જાયજો કાશિયે, નડશે વચમાં નાત.
"રેવાશંકર" વિજય વ્હાલો, અર્પશે એ હરિ હાલો. બની.

---

## (હુમ તુને ગારેંપે તેરી મહેરબાની)

ઈર્ષાને અળગી કરો તમે, આગેવાનો ન્યાતના, ઈર્ષા
સંપ જંપના મૂળ જમાવો, કાપો કુધારા પાછલા. ઈર્ષા
ઐકયતામાં વિઘ્ન નાખો, બીજ બોવા પાપનાં. ઈર્ષા
કમળા વાળો પીળું દેખે, પણ તપાસો આપમાં. ઈર્ષા
ઘુવડને ગમતો નથી રવિ, નયન ન્યાળે રાતમાં. ઈર્ષા
ઠક સભા જીતીને આવ્યો, ના કહી સૈ વાતમાં. ઈર્ષા
અંધ પાછળ અંધજાયે, દેખતો નહિં દાબમાં. ઈર્ષા
પ્રેમથી પાળો પળાવો, નિયમો નીજ ન્યાતના. ઈર્ષા
કર જોડી કહે દાસ "રેવો" આ સ્વિકારે પ્રાર્થના. ઈર્ષા

### જગતમાં તે નરને ધિકકાર એ લય.

જગતમાં તે નરને ધિક્કાર, કરે નહિં જ્ઞાતિ હિત દરકાર;
શ્વાન સમ નિજસ્વારથ કરનાર, પ્રપંચે પૂર્ણ પેટ ભરનાર,
વૃથા જનમી મરેરે અરરરરરરરર નિર્દય નરક જનાર...જગત

કાઢીને કન્યા વિક્રય કાળ, કઢંગા જ્ઞાતિ વરા તત્કાળ;
બાળ લગ્નથી બચાવી બાળ, ભણાવી સુધારે સંસાર.
જગત જન્મ્યો ખરેરે, અરરરરરરરર બીજાનું મુખ બાળ...જગત

સુધારા મધ્ય સળો ઘાલે, મતિકોને અવળી આલે,
હઠે ઉલટે મારગ ચાલે, તડો પાડીને મન મ્હાલે,
તરત તેને તજોરે અરરરરરરરર "રેવા" સત્ય વિચાર...જગત

સર્વ મળી કાપો જ્ઞાતિના કુધારા,

બુદ્ધિથી વધારો સુધારા.

પ્રેત ભોજનને પ્રીતિથી ત્યાગો,
ખાસ રૂધીરના મુખે ન માગો;
હાય હાયનાં ઉનાં અશ્રુવાળા......બુદ્ધિથી.

પાપ ભોજન સીમંતનું ગણતાં,
લાજ નથી કાંઈ લાગતી ગળતાં,
ઘણા ઘીના ઉંડે જ્યાં ફુવારા......બુદ્ધિથી.

ધર્મ ક્રિયાને દૂર ધરીને,
વહેવાર બેવાર સત્ય કરીને,
રહશે પાછીથી ઝવાળા...............બુદ્ધિથી

વિવાહ વાજનમાં ખર્ચ કરે છે,
પરમારથમાં દેતા મરે છે,
રેવા જડશે જમ કેરા કુહાડા......બુદ્ધિથી



# ઘરમાં રાખવા લાયક પુસ્તકો.

| | |
|---|---|
| સ્વર્ગનો સાથી. પાકું પુઠું. | રૂ. ૧—૦—૦ |
| ,, ,, કાચું પુઠું | ...રૂ. ૦-૧૨ ૦ |
| ભારતભક્ષક રાક્ષસ | રૂ. ૦—૨—૦ |
| સત્યચંદ્ર .... | રૂ. ૦—૧—૬ |
| ભજનામૃત | રૂ. ૦—૧—૦ |
| દુર્વ્યસન નિષેધ | રૂ. ૦—૧—૬ |
| વૈશ્યસંધ્યા | રૂ. ૦—૧—૦ |
| ઉપદેશમંજરી | રૂ. ૦—૧—૬ |
| માંસભક્ષી મહાત્મા ... ... | ...રૂ. ૦—૧—૬ |
| શુક રંભા સંવાદ ... ... | ...રૂ. ૧—૦—૦ |
| જ્ઞાતિસમાજ અથવા સ્વરાજ્ય | ...રૂ. ૦—૧—૬ |



# હિંદને હમણાં શાની જરૂર છે?

જ્ઞાતિના ટુકડાવાડાઓને તોડી વર્ણાશ્રમ વ્યવસ્થાને સુધારે, બ્રહ્મચર્યાશ્રમ તરફ જનસમાજને દોરે, જ્ઞાતિનાં તડ, અને ફડનો મેળ કરી કુસંપને દૂર કરે, જ્ઞાતિના પટેલો કે શેઠીઆઓને તેમની જોખમદારી સમજાવે, કઢંગા જ્ઞાતિવરાપુર અંકુશ મુકે, કન્યાવિક્રય, સાંટા, તેખડાં, બાળલગ્ન વૃદ્ધલગ્ન, અયોગ્યલગ્ન વિગેરેને દૂર કરી મનુષ્ય માત્રને બ્રહ્મચર્ય સહિત નીતિમંદિરમાં સ્થિર કરે, સ્ત્રીપુરૂષોને તેમના ગૃહસ્થાશ્રમ ધર્મનું સત્ય ભાન કરાવે, વિદ્યાર્થીઓ અને વિધવાઓને માટે વ્યવસ્થા ઘડાવે, એવા વાણીબળવાળા હજારો ઉપદેશકોની અધુના હિંદને જરૂર છે. કોઇપણ દેશનો ઉદય એવા ઉપદેશકો વિના થયો નથી.

રાજા-પ્રજા એ એવા ઉપદેશકોને ઉત્તેજનાર્થે મદદ કરવાની જરૂર છે. તેમ કરવામાં ઢીલ કરનારાઓ પોતાનું-સમાજનું કે દેશનું હિત-કરવામાં પ્રમાદી-કે કૃપણ છે એ નિર્વિવાદ છે.

સજ્જનો! તૈયાર થાઓ તમને અનુકુલ હોય તેવા પંડિત પુરાણી, કીર્તનકારો અને લેક્ચરરોને બોલાવી તમારા કિંમતી દ્રવ્યથી તેમનો સત્કાર કરી તમારૂં કુટુંબ, જ્ઞાતિ, ગામ, શહેર અને દેશના લોકોને લાભ આપી મહાપુણ્ય વ્હોરી લ્યો.